શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ તથા
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્‌નું મુખપત્ર

સદ્‌વિદ્યા પ્રવર્તાવો પૃથ્વી પરે...

# ગુરુકુલ દર્શન

વર્ષ - ૪ • માર્ચ-૨૦૧૨ • અંક-૩
પંચવાર્ષિક લવાજમ : રૂા. ૨૫૦/-

અ.મૂ.સદ્. શ્રી ગુણાતીતાનંદ સ્વામી

ભગવાન શ્રી સ્વામિનારાયણ

સદ્‌ગુરુ ગાથા વિશેષાંક

ઓસ્ટ્રેલીયા, સીડની ખાતે યોજાયેલ સમૂહ મહાપૂજા

સીડની ખાતે આરતી કરતા પૂ. સ્વામીજી તથા ભક્તજનો

બાપુનગર, વ્યાખ્યાનમાળામાં ઉપસ્થિત સંતો-ભક્તજનો

સુરત, સત્સંગ સભામાં ઉપસ્થિત ભક્તજનો

પાડાસર, દરબાર ગઢનું લોકાર્પણ કરતા પૂ. આચાર્ય મહારાજ

શ્રીહરિ દ્વારા પ્રસાદીભૂત દરબાર ગઢ, પાડાસર

વડતાલ, રઘુવીરજી મહારાજનું પૂજન કરતા સંતો

વડતાલ મહોત્સવમાં ઉપસ્થિત મહારાજશ્રી તથા સંતો

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી


# ગુરુકુલ દર્શન

વર્ષ-૪, માર્ચ - ૨૦૧૨, અંક-૩

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી

: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**પ્રકાશક** : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી
**તંત્રી** : પાર્ષદ શ્રી શામજી ભગત
**સંપાદક** : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી
**કલા સંયોજન**: હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ
**વ્યવસ્થાપન** : જગજીવનભાઈ પટેલ, ધવલ ભીમાણી
**તસ્વીર** : જી. વિઝન
**મુદ્રક** : સૂર્યા ઓફસેટ

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

**લવાજમ અંગે પત્રવ્યવહાર**

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail- darshan@sgvp.org


# સદ્‌ગુરુ ખેલે હોરી

સદ્‌ગુરુ ખેલે હોરી પીયારી,
સદ્‌ગુરુ ખેલે હોરી...
આનંદ મેઘ ઘટા નભ છાઈ
બરસે રંગ બહારી,
શબદ સૂરત સોહે પીચકારી
અદભૂત રંગ ઉડારી...સદ્‌ગુરુ
લાલભી નાહી પીતભી નાહી
ના કેસરીયા વારી,
સાંવરીયાકે રંગસે સજની
ભર પિચકારી મારી...સદ્‌ગુરુ
માયાકી ચુનરીયા પકરી
તાર તાર કર ડારી,
લોક લાજ ઘાઘરીયા ફારી
કંચવા કામ નિવારી...સદ્‌ગુરુ
કાયાકો કંગનવા તોરી
મનકી માંગ મિટારી,
માધવકો ફગવામેં દિનો
માલ માલ કર ડારી...સદ્‌ગુરુ

**- પ.પૂ. શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી**

# ગજબનો સેવા યોગ

જૂનો જમાનો હતો. સત્સંગની શરૂઆત હતી, સ્થાનો બંધાઈ રહ્યા હતા. સંપત્તિ અને સાધનસામગ્રી ઓછા હતા, એટલે સ્થાન નિર્માણના કે રોજિંદા વ્યવહારનાં નાના-મોટા સેવાકાર્યો સંતો અને હરિભક્તો જાતે જ કરતા.

પથ્થર કાઢવા, પથ્થર ઘડવા, લાકડા કાપવા, લાકડા વેરવા, પતરાવળા બનાવવા, લખવા માટેના પુસ્તક પાનાંઓ તૈયાર કરવા. લોટ દળવા, થાળ કરવા, ઠામવાસણ માંજવા વગેરે તમામ સેવાકાર્યો સંતો ને હરિભક્તો જાતે કરતા.

ભગવાન સ્વામિનારાયણે કોઈ ગજબ રીતે ગીતાનાં કર્મયોગને સેવાયોગમાં પલટાવી દીધો હતો.

સેવાયોગમાં સમજણ, સમર્પણ જળવાઈ રહે, સેવારૂપ પ્રવૃત્તિમાર્ગ અધ્યાત્મમાર્ગને ભુલાવી ન દે અને મુક્તિનું પરમસાધન સેવા બંધનરૂપ ન થઈ જાય એ માટે મુમુક્ષુને સંતસમાગમ અને કથાવાર્તાનો ભારે જોગ હોવો જરૂરી છે.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ સેવાયોગની હારોહાર કથાવાર્તાનો જોગ પૂરેપૂરો વણી લીધો હતો.

નાના-મોટા સેવાકાર્યો ચાલતાં હોય ત્યારે પણ સ્વામી ખંત રાખીને કથાવાર્તા ભૂલવા દેતાં નહોતા. પરિણામે સેવામાં સ્મરણ અને શ્રીહરિનાં સર્વોપરી મહિમાનો સંબંધ ભારોભાર ભરેલો રહેતો. પરિણામે સેવાનો રંગ જ કાંઈક જુદુ રૂપ ધારણ કરતો.

જૂનાગઢની બાજુમાં **'સાંખડાવદર'** ગામ છે. જૂનાગઢનાં નવાબે સાંખડાવદરના સીમની વીડી જૂનાગઢ શ્રી સ્વામિનારાયણ મંદિરને અર્પણ કરેલી.

ભાદરવા-આસોનાં મહિનામાં ઘાસની વિડીઓ વઢાતી. વિડીઓ વાઢવા માટે કોઈ મજૂર રાખવામાં આવતાં નહીં, સંતો અને હરિભક્તો સાંખડાવદરની સીમમાં પહોંચતા, સીમમાં ડેરા તંબુ નખાતાં અને હરખભેર વિડી વાઢવાનું કામ ચાલતું.

ગુણાતીતાનંદ સ્વામી સ્વયં આ સેવાકાર્યમાં સાથે રહેતા.

સ્વામી હોય ત્યાં કથાવાર્તાનો અખાડો તો સાથે જ હોય.

એક સાથે અનેક દાતરડાં ઘાસ વાઢતા હોય. એમની પાછળ હાથમાં માળા લઈને જૂનાગઢનો જોગંદર ટહેલતો હોય. બાજુમાં બોટાદના નવલખા શેઠ ભગાદોશીનાં સુપુત્ર મહામુક્તરાજ શિવલાલ શેઠ હાથમાં વચનામૃતનાં પાનાં લઈને વચનામૃત વાંચતાં હોય, વિડી વઢાતી હોય પણ સૌનાં મન વચનામૃતમાં જ પરોવાયાં હોય.

સ્વામી અને શિવલાલ શેઠ હારેહારે હાલતા હોય. વચનામૃત પૂરું થાય અને ઈતિ વચનામૃત આવે ત્યારે સર્વ સંતો હરિભક્તો વિડી વાઢવાનું બંધ કરે, દાતરડાં પડતા મેલે અને બધાનાં મુખ સ્વામી સન્મુખ થાય. સ્વામી વચનામૃતનાં મર્મો સમજાવે અને શ્રીહરિની સર્વોપરી મહિમાની વાત કરે, પછી હરે! એમ બોલે ત્યારે ફરીથી વચનામૃત વાંચવાનું અને વીડી વાઢવાનું કાર્ય શરૂ થાય.

સેવા અને સત્સંગનો આવો અનોખો સંગમ **ન ભૂતો ન ભવિષ્યતિ** જેવો હોય.

ઉનાળાનો તાપ હોય, ગીર તપી હોય, વિડી વાઢવાનું આકરું સેવાકાર્ય હોય, ઉનાળાની ગરમીથી શરીર તપતાં હોય પણ આ બ્રહ્મરસનાં વરસાદથી સર્વના અંતર તો હેમાળાં જેવા ટાઢાબોળ થઈ જતા હોય.

જૂનાગઢ એટલે અખંડ કથાવાર્તાનો અખાડો. જ્યારથી શ્રીહરિની રુચિ જાણી હતી, ત્યારથી ગુણાતીતાનંદ સ્વામીએ બ્રહ્મરૂપ થઈ પરબ્રહ્મ ભજવાનો આ કથાવાર્તાનો અખાડો માંડ્યો હતો.

લોહચુંબકથી લોખંડ ખેંચાય એમ ગુણાતીતાનંદ સ્વામીની કથાવાર્તાથી આકર્ષાઈને ગુજરાત ભરમાંથી ભક્તજનો સ્વામીનો સમાગમ કરવા માટે એકઠા થતાં હતાં. એમાં પણ બોટાદના શિવલાલ શેઠની વાત જ કાંઈક અનોખી હતી.

જેમ શુકદેવ અને પરીક્ષિત હતા, જેમ નવ યોગેશ્વરો અને જનક હતા, જેમ કૃષ્ણ અને અર્જુન હતા, એમ આ ગુણાતીતાનંદ સ્વામી અને શિવલાલ શેઠની ગુરુ શિષ્યની જોડ હતી. શિવલાલ શેઠને સ્વામીનો સમાગમ કરી અંતરની કસર માત્ર ટાળવી હતી અને સ્વામીને શિવલાલના અંતરમાં રંચમાત્ર કસર રહેવા દેવી નહોતી. ભગવાન સ્વામિનારાયણે વચનામૃતમાં કહ્યું છે **'વક્તા સુધો શાંત હોય અને શ્રોતા ઉત્કૃષ્ટ શ્રદ્ધાવાળો હોય તો ભગવાનનો જેવો છે એવો મહિમા યથાર્થ સમજાય.'**

ગુણાતીતાનંદ સ્વામી ઉત્તમ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુ હતા અને શિવલાલ શેઠ ઉત્તમ મુમુક્ષુ હતા. ગુરુશિષ્યની આ જોડી અદ્‌ભુત હતી.

## મોતિયા તો કુતરાનાય નામ હોય

સ્વામીની વાતોમાં સ્વભાવ ટાળી બ્રહ્મરૂપ થવાની વાત મુખ્ય રહેતી.

એક વાર સ્વામી જુનાગઢમાં સભા કરી બેઠા હતા. શિવલાલ શેઠ જુનાગઢ પધારેલા. સંજોગવશાત્ શિવલાલ શેઠ સભામાં ઉપસ્થિત નહોતા.

સભામાં સ્વામીનાં અંતરમાંથી અદ્‌ભુત વાતો વહેતી હતી. કથાવાર્તાનો ઉત્તમ પ્રસંગ હતો અને એ જ સમયે સ્વામીનો પ્રિય શિષ્ય શિવલાલ સભામાં ઉપસ્થિત નહોતો. સ્વામીનાં અંતરમાં આ વાત ખૂંચતી હતી.

બનેલું એવું કે બોટાદનાં નગરશેઠ શિવલાલ બહિર્ભુમી જવા નીકળેલા, રસ્તામાં જુનાગઢની

બજારમાં સોનાની લે-વેંચ થતી હતી, વાણિયાનાં દીકરાને વેપારમાં સુઝે એવું બીજાને ન સુઝે. શિવલાલ શેઠને સોનું ખરીદવામાં ફાયદો દેખાયો અને એમણે રસ્તામાં હાલતાં હાલતાં જ સોનાની ખરીદી કરી.

શિવલાલ શેઠ બહિર્ભૂમિ જઈને પાછા વળ્યાં તો સોનાનાં ભાવમાં વધારો જોયો. શિવલાલ શેઠે સોનું વહેંચી નાખ્યું અને આ લે-વેંચમાં રૂપિયાં ત્રણસો નફો થયો. જૂનાં જમાનામાં જ્યારે રૂપિયો ગાડાનાં પૈડા જેવો ગણાતો એ સમયની આ વાત છે.

શિવલાલ શેઠનું જીવન સત્સંગનાં રંગથી રંગાયેલું હતું. શિવલાલ શેઠના મનમાં થયું આ રૂપિયા તો સાવ મફતમાં મળ્યાં છે. માટે આને ઘરમાં નથી રાખવા. આપણે આ રૂપિયાની સંતો, પાર્ષદો અને હરિભક્તોને મોતિયા લાડુની રસોઈ દેવી અને એ પુણ્ય કાર્યમાં આ રૂપિયા ખર્ચી નાખવા. રસોઈ દેવાની વાતથી હરખાતાં હરખાતાં શિવલાલ શેઠ સભામાં આવ્યા.

સ્વામીએ શિવલાલ શેઠને સવાલ કર્યો. 'એલાં શિવા! આવી કથાવાર્તા મૂકીને ક્યાં ગયો હતો?'

શિવલાલ શેઠે હરખથી કહ્યું, 'સ્વામી! આજ તો મોતિયા લાડુની રસોઈનો મેળ કરીને આવ્યો છું. બહિર્ભૂમિ જતાં સોનું લીધું અને વળતાં વહેંચ્યું તો રૂપિયા ત્રણસો રહ્યાં છે. મારે મોતિયા લાડુની રસોઈ દેવી છે અને સર્વ સંતો, પાર્ષદો અને હરિભક્તોને જમાડવાં છે.'

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની જગ્યાએ બીજો કોઈ હોત તો આટલી મોટી સેવાની વાત સાંભળી હરખાયો હોત અને શિવલાલ શેઠનું સન્માન કર્યું હોત, પણ આ તો સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી હતા.

શિવલાલ શેઠની વાત સાંભળતાં જ સ્વામીએ ઠપકાનાં રૂપમાં કહ્યું "શિવલાલ! 'મોતિયા મોતિયા' શું કરે છે ? મોતિયા તો કૂતરાંનાય નામ હોય અને તને ક્યારેય કરોડ મણ ઢુંહા લઈ એનો વેપાર કરવાનું મન થયું? તને સોનું દેખાય છે અમને તો પ્રકૃતિ પુરુષની વૈભવથી માંડીને કિટ પતંગ સુધી સર્વે ઢુંહા જેવું લાગે છે. સોનું સોનું શું કરે છે? ધુળ જેમ ધુળ છે એમ તારું સોનું એ પીળી ધૂળ છે. આ બ્રહ્મરૂપ કરી મૂકે એવી વાતો મેલી મન ધૂળમાં કેમ ચોંટ્યું?"

'સદ્‌ગુરુ શબ્દની શારડી ઊતરી આરપાર. સ્વામીનાં વેણેવેણે શિવલાલ શેઠનો સાત્વિક અહંકાર ઓગળી ગયો એમણે બે હાથ જોડીને કહ્યું સ્વામી મારી ભૂલ થઈ મારે આવું નહોતું કરવું જોઈતું, તમ જેવાં સાધુનો સંગ મેલી સોનામાં મન પરોવાયું એ મારી કસર છે.'

શિષ્યનો નિખાલસ દિલનો એકરાર સાંભળી સદ્‌ગુરુનું હૃદય કોળી ઊઠ્યું અને વાત્સલ્યથી ઉભરાયું. શિવલાલ શેઠને માથે બેય હાથ મેલી સ્વામી બોલ્યાં 'શિવલાલ! તારી કસર ટાળવા તો તું અહીં આવ્યો છો. મારે તારી કસર માત્ર ટાળીને આ ને આ દેહે નિર્વાસનિક કરી બ્રહ્મરૂપ કરવો છે અને મહારાજમાં જોડી દેવો છે.'

શિવલાલ શેઠે નતમસ્તકે સ્વામીની વાતને વધાવી લીધી.

ઈતિહાસ સાક્ષી છે ગુણાતીતાનંદ સ્વામીએ શિવલાલ શેઠની કસરમાત્ર ટાળી નિર્વાસનિક કરી છતે દેહે બ્રહ્મરૂપ બનાવી શ્રીહરિનાં ધામમાં મોકલી દીધા હતા.

## 'બોલતું ભાગવત'

વંથલીના કલ્યાણબાપા એટલે મહામુક્તરાજ. ભગવાન સ્વામિનારાયણનો એમના ઉપર અઢળક રાજીપો. ગુણાતીતાનંદ સ્વામીનો સમાગમ કરી કરીને કલ્યાણભાઈ ઉત્તમ એકાંતિક અને નિરાવરણ સ્થિતિને પામ્યાં હતાં. નંદસંતોના દર્શનથી જેમ કલ્યાણ થાય એમ

કલ્યાણબાપાના દર્શનથી પણ મુમુક્ષુ ધન્ય બની જાય.

એક વાર વંથલીમાં કોઈ ભટ્ટજી ભાગવતજીની કથા કરવા માટે આવ્યાં. એમણે કલ્યાણબાપાની કીર્તિ સાંભળેલી એટલે તેઓ કલ્યાણબાપાને મળ્યા અને કહ્યું 'કલ્યાણભાઈ તમે મને અહીં વંથલીમાં ભાગવતજીની કથા થાય એવી ગોઠવણી કરી આપો.'

કલ્યાણભાઈએ કહ્યું ભટ્ટજી ભલે એવી ગોઠવણી તો થઈ જાય. ભગવાન, ભગવાનના અવતાર ચરિત્રો અને ભાગવતના ભક્તોની કથા સાંભળવી એનાથી રૂડો અવસર બીજો કયો હોઈ શકે? પણ મારો તમને એક પ્રશ્ન છે. ભટ્ટજીએ કહ્યું, 'બોલો બાપા શું પ્રશ્ન છે?'

કલ્યાણભાઈએ સહેજ મોં મલકાવીને કહ્યું, 'ભટ્ટજી તમે ક્યારેય બોલતું ભાગવત જોયું છે?'

કલ્યાણબાપાનો પ્રશ્ન સાંભળી ભટ્ટજી તો આશ્ચર્યચકિત થઈ ગયા અને બોલ્યા, 'બાપા ! ભાગવત અને એય બોલતું ભાગવત ! બાપા મેં ભાગવતની મૂંગી પોથી જોઈ છે પણ બોલતું ભાગવત જોયું નથી.' કલ્યાણબાપાએ કહ્યું 'ભટ્ટજી તમારે બોલતું ભાગવત જોવું છે ?' ભટ્ટજી કહે પણ 'બાપા! બોલતું ભાગવત હોય ? કલ્યાણબાપાએ હસીને કહ્યું, 'હા ભટ્ટજી! હોય હોય! બોલતું ભાગવત હોય!

કલ્યાણબાપાની વાત સાંભળી ભટ્ટજીનું હૃદય અત્યંત કૌતુક અને ઉત્સુકતાથી ભરાઈ ગયું. એમના 'દિમાગમાં બોલતા ભાગવતની' વાત કોઈ રીતે બંધ બેસતી નો'તી આવતી. એમણે કહ્યું 'બાપા! ભાગવત ક્યારેય બોલે નહિ અને ખરેખર બોલતું ભાગવત હોય તો મારે જોવું છે, મને દેખાડો.

કલ્યાણબાપા કહે, 'તો ભટ્ટજી હાલો મારી ભેગા જૂનાગઢ. હું તમને બોલતું ભાગવત દેખાડું.'

એમના વેણે વેણે શાસ્ત્રોના રહસ્યો છતાં થતાં હતાં. મુમુક્ષુના અંતરમાં રહેલા શંકા-કુશંકાઓના વાદળા આપોઆપ વિખરાઈ જતાં હતાં અને ભીતર ભેદાતાં જતાં હતાં.

ભટ્ટજી કલ્યાણબાપાની સાથે જૂનાગઢ આવ્યા. જૂનાગઢમાં દિવ્ય ગુણાતીત સભામંડપમાં શ્રીહરિના લાડીલા સંતોની અને ભક્તોની સભા ભરાઈને બેઠી હતી. સભા મંડપમાં થાંભલાની પાસે ગાદી તકીયા ઉપર એક પ્રભાવશાળી સંત બેઠા હતાં. સહેજ શ્યામવર્ણ હતો, બેઠી દડીનો દેહ હતો, વિશાલ ભાલમાં તિલક અને ચાંદલો શોભતા હતા, તાજાં ખીલેલાં કમળની પાંખડી જેવા વિશાલ નેત્રો હતાં, લાંબી નમણી નાસિકા હતી, અજાન ભુજાઓ હતી, ખભા ઉપર ખેસ, અડધું ખુલ્લું બદન હતું, ભગવી ધોતી પહેરી હતી.

એ મહાપ્રભાવશાળી સંતના દર્શન કરતાની સાથે જ ભટ્ટજીના અંતઃકરણના સંકલ્પો શમી ગયા.

કલ્યાણભાઈ અને ભટ્ટજી દૂરથી જ દર્શન કરી સભામાં બેસી ગયાં. એ મહાન સંતના મુખમાંથી ભગવાનની કથાવાર્તાનો અવિરત પ્રવાહ વહેતો હતો. એમના વેણે વેણે શાસ્ત્રોના રહસ્યો છતાં થતાં હતાં. મુમુક્ષુના અંતરમાં રહેલા શંકા-કુશંકાઓના વાદળા આપોઆપ વિખરાઈ જતાં હતાં અને ભીતર ભેદાતાં જતાં હતાં. ભગવાન શ્રીહરિના સર્વોપરી મહિમાની અમૃતધારામાં સ્નાન કરી શ્રોતાઓ જાણે સાક્ષાત્ બ્રહ્મ પરબ્રહ્મનો અનુભવ કરી રહ્યાં હતાં.

આ મહાન સંતના દર્શનથી અને એમના મુખમાંથી વહેતાં અમૃત વચનોથી ભટ્ટજીને કોઈક ભાવાતીત અનુભૂતિ થવા માંડી. કલ્યાણબાપાએ ધીમે રહીને ભટ્ટજીના કાનમાં કહ્યું, 'ભટ્ટજી! આ અમારું **'બોલતું ભાગવત'** છે અને એનું નામ 'ગુણાતીતાનંદ સ્વામી' છે.

સ્વામીની વાતો સાંભળતા સાંભળતા ભટ્ટજી ભારે ભાવવિભોર થયાં હતાં એમણે કહ્યું 'કલ્યાણભાઈ! તમારી વાત સાચી નીકળી. આજે મેં નજરોનજર **'બોલતું ભાગવત'** નિહાળ્યું. હું ભાગવતની પોથી ઉપાડી ઉપાડીને મરી ગયો પણ ભાગવતનો મર્મ તો આટલા ટૂંકા સમયમાં આજ પામ્યો.

કલ્યાણભાઈએ ધીરે રહીને કહ્યું 'ભટ્ટજી! પોથીથી કાંઈ ન વળે. ભાગવતનું રહસ્ય તો ભાગવત સંતના સમાગમથી જ સમજાય.'

એટલામાં શ્રીપતિં શ્રીધરં થયું, કથાવાર્તા પૂરી થઈ કલ્યાણભાઈ અને ભટ્ટજી સ્વામી પાસે ગયાં. સ્વામીએ ભારે ભાવથી આવકાર દીધો 'આવો ભટ્ટજી આવો.'

ભટ્ટજી બોલ્યાં 'સ્વામી આ કલ્યાણભાઈએ આજે મને ન્યાલ કરી દીધો. હું આખી જિંદગી પોથી વાંચીને મરી જાત પણ પોથીનો મર્મ ન સમજાત! હવે આપ કૃપા કરી મને સર્વોપરી શ્રીહરિનો આશ્રિત બનાવો.'

સ્વામીએ ભટ્ટજીને વર્તમાન ધરાવ્યાં, ભટ્ટજી સત્સંગી થયા. ભટ્ટજીના ભવોભવના ફેરા ભાંગી ગયાં.

## શબ્દ બ્રહ્મથી અક્ષર બ્રહ્મનો સાક્ષાત્કાર

શબ્દ બ્રહ્મ છે. શબ્દમાં ગજબની તાકાત છે. શબ્દ હસાવે, શબ્દ રડાવે. શબ્દે ક્રોધનો અગ્નિ પ્રગટે, શબ્દે અંતર ટાઢું થાય.

બુદ્ધિપૂર્ણ શબ્દો દિમાગને પ્રસન્ન કરે, પ્રેમભરેલા શબ્દો દિલને પ્રસન્ન કરે. અનુભૂતિમાંથી પ્રગટેલો શબ્દ જીવની આરપાર ઉતરી જાય, પરંતુ શબ્દ જ્યારે બ્રહ્મનિષ્ઠ એકાંતિક સદ્ગુરુના મુખમાંથી નીકળે, ત્યારે દિલ, દિમાગ અને જીવના આવરણોને ભેદી તત્કાળ જીવને બ્રહ્મરુપ બનાવે.

ગુણાતીતાનંદ સ્વામીના શબ્દો બ્રહ્મનીષ્ઠ સદ્ગુરુના શબ્દો હતા. એ શબ્દોમાં ગજબની તાકાત હતી. સ્વામીની કથાવાર્તા ચાલુ હોય ત્યારે **'ન ભૂતો ન ભવિષ્યતિ'** જેવી અલૌકિક ઘટનાઓ ઘટતી. સ્વામીની વાતો સાંભળતા કોઈ શ્રોતા ભાવસમાધિમાં લીન થતા, તો કોઈ શ્રોતા ભગવાનની મૂર્તિના અલૌકિક બ્રહ્મતેજને જોઈ 'અહો! અહો!' બોલવા માંડતા અને ઉન્મત્ત થઈ જતા. આવી અનુભૂતિના સમયે શ્રોતાના તમામ ભૌતિક આવરણો તુટી જતા અને નિરાવરણ સ્થિતિ પ્રાપ્ત થતી.

અષ્ટાંગ યોગ સાધી સાધીને જન્મજન્માંતર વહી જાય, છતા જે સ્થિતિ પ્રાપ્ત ન થાય, તે સ્થિતિ આ ગુણાતીત અક્ષરબ્રહ્મના શબ્દબ્રહ્મથી થતી.

આવી ઉન્મત્ત દશાવાળા ભક્તોને નજીકના ઓરડામાં પુરવામાં આવતા.

પરંતુ ઓરડામાં પુરી તાળુ મારનારો સભામાં આવે તે પહેલા ઓરડાની દીવાલોના આવરણોને ભેદીને નિરાવરણ સ્થિતિવાળો ભક્ત સભામાં આવી બેસી જતો.

અષ્ટાંગ યોગ સાધી સાધીને જન્મજન્માંતર વહી જાય, છતા જે સ્થિતિ પ્રાપ્ત ન થાય, તે સ્થિતિ આ ગુણાતીત અક્ષરબ્રહ્મના શબ્દબ્રહ્મથી થતી.

'શબ્દ સાંભળતાની સાથે જ જીવના આવરણ ભાંગી જાય' એવી આ દિવ્ય ઘટનાઓ અજોડ છે.

**નો'તી દીઠી નો'તી સાંભળી એવી આ ઘટનાઓ છે.**

સામાન્ય રીતે શ્રવણ, મનન

અને નિદિધ્યાસ પછી સાક્ષાત્કાર થતો હોય છે. જ્યારે જુનાગઢના ગુણાતીત સભા મંડપમાં સ્વામીના શબ્દો સાંભળતા જ બ્રહ્મ અને પરબ્રહ્મનો સાક્ષાત્કાર થતો.

શાસ્ત્રમાં એવું સાંભળવા મળે છે કે સદ્‌ગુરુના મુખથી એકવાર **'તત્ત્વમસિ'** મંત્ર સાંભળે અને એ જ સમયે **'અહં બ્રહ્માસ્મિ'**નો અનુભવ થઇ જાય તો માનવું કે ઉત્કૃષ્ઠ ગુરુ અને ઉત્કૃષ્ઠ શિષ્યનો જોગ થયો છે. સમર્થ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના વચને અનેક ઉત્કૃષ્ઠ શિષ્યો બ્રાહ્મી સ્થિતિને પામી ચૂક્યા

## કુશળ ઘડવૈયા

ચરોતરમાં ચોમાસું બેસે, બે-પાંચ સારા વરસાદ થાય કે તરત લીંબુની વાડીઓમાં લીંબુના ફળ ફૂલવા માંડે. ધરતીમાંથી છુટતો રસ છોડની રગેરગમાં પ્રવર્તી લીંબુમાં ઠલવાય અને એક સમય એવો આવે કે લીંબુ જીરવી ન શકે એટલો રસ એમાં ભરાય ને લીંબુ ફાટે...તેની ચીરમાંથી રસ ઝરવા માંડે. એ જ રીતે ગુણાતીતાનંદ સ્વામીના રોમેરોમમાં પોતાનાં યોગમાં આવતા મુમુક્ષુઓને જીવદશામાંથી બ્રહ્મદશા સિદ્ધ કરાવી અખંડ પ્રભુને ધારતા કરી દેવાનો રસ અવિરત વહેતો રહેતો હતો.

શ્રીહરિનો હૃદગત અભિપ્રાય સમજનારા સ્વામી સૌના અનાદિ અજ્ઞાન અને સ્વભાવ-વાસના ટાળી, બ્રહ્મરુપ કરીને શ્રીજી મહારાજનો સર્વોપરી નિશ્ચય કરાવવામાં ખડેપગે રહેતા.

જેમ કુશળ શિલ્પી અણઘડ પથ્થરને ઘડીને સુંદર મૂર્તિ તૈયાર કરે, તેમ ગુણાતીતાનંદ સ્વામીએ પથ્થર જેવા જડ, પશુ જેવા પામર અને પાપના પર્વત જેવા જીવોનું પરિવર્તન કરી, પૂર્ણ ઘડતર કરી સાચા માણસ બનાવ્યા છે . એમના અંતરમાંથી દુર્ગુણો અને આસુરી વૃત્તિઓ દૂર કરીને , સદ્‌ગુણોની સુગંધ પ્રસરાવી છે. એમના હૃદયમાંથી અજ્ઞાનનાં અંધારાં ઉલેચીને જ્ઞાનનાં અજવાળાં પાથર્યાં છે.

મૂંજો સૂરુ એટલે પાપનો પર્વત. ગોંડલ પાસે લીલાખા એમનું ગામ. મેંગણીના દરબાર શ્રી માનસિંહની કચેરીમાં તે મુખ્ય સભાસદ હતા. મૂંજો સુરુ શિકારનો ખૂબ શોખીન અને વ્યસની, દારુ-માંસનું ભક્ષણ એ દૈનિક ક્રમ. ભરવાડોનાં ઘેટાં-બકરાં રોજ ઉપાડી જઈને નાળીયેરની જેમ વધેરી નાખતો અને દારુ માંસની મહેફીલ મનાવતો.

એક વખતનો સમય હતો. સૂર્યનારાયણ અસ્તાચલ તરફ ઢળી રહ્યા હતા. જુનાગઢના જોગી ગુણાતીતાનંદ સ્વામી ભાદરના કાંઠે ઉતર્યા હતા.

સંતો સ્નાનાદિકથી પરવારી ધ્યાનમાં બેઠા. એ જ વખતે પાપનો પહાડ મુંજા સુરુ શિકારે નીકળેલો. તે પણ ભાદર નદીના જળમાં હાથ મો ધોવા રોકાયો.

આજે મૂંજા સુરુના ભાગ્યનો ઉદય થવાનો હતો. ધ્યાનમાંથી જાગેલા સ્વામીની દષ્ટી મુંજા સુરુ ઉપર પડી. સ્વામીએ તેમને સમીપ બોલાવ્યો. ચુંબકથી લોખંડ ખેંચાય એમ મુંજા સુરુ ખેંચાઇને નજીક આવ્યો પણ સ્વામીની આંખોનું તેજ તે સહન ન કરી શક્યો. તેથી નીચું માથું કરીને બેસી ગયો.

સ્વામીએ તેમના તરફ કરુણા દૃષ્ટિ ફેંકી અને કહે, “જાણો છો મૂંજા સુરુ, અફીણ એક કલ્પ સુધી, ભાંગ ત્રણ કલ્પ સુધી અને દારુ-માંસ હજાર કલ્પ સુધી તેના સેવન કરનારને નરકમાં નાંખે છે. બ્રહ્મા પણ જો સુરાપાન કરે તો તે પણ અશુદ્ધ બની જાય.”

'સાધુબાવાઓ આવી વાતો ભોળા માણસોને ભયભીત કરવા ને ભરમાવવા કરતા

હોય છે' એમ વિચારી મુંજા સુરુ બોલ્યા સ્વામી! 'અમારો તો ધર્મ છે કે શિકાર કરવો, માંસ ખાવું. એટલે તમારી આવી વાતો વાણિયા-બ્રાહ્મણોને ડરાવે. અમે તો શાસ્ત્રના પોથાને અદ્ધર લટકાવી દઈએ.'

સ્વામીને થયું કે 'આ લાતવાળું ભૂત વાતથી નહિ માને.' તેમણે મૂંજા સુરુ સામે દૃષ્ટિ માંડી કે તુરતજ મૂંજાને સમાધિ થઈ ગઈ અને યમદૂતો એને પાશમાં નાખીને યમપુરીમાં લઈ ગયાં. તેને અનેક પ્રકારના નરક કુંડોની સફર કરાવી. અસહ્ય દુઃખ યાતનામાં પાપોની સજા ભોગવતા જીવોને જોઈ તેનું હૃદય ત્રાસ પામ્યું. શરીરમાં ધ્રુજારી છૂટી.

સ્વામીએ તેને જાગ્રત કર્યો, ત્યાં તરત જ પગમાં પડી કહે, "સ્વામી, મને આમાંથી ઉગારી આપનો આશ્રિત બનાવો."

સ્વામીએ એને વાતો કરીને વર્તમાન ધરાવીને માત્ર માનવ નહિ, પણ ઉત્તમ ભક્તની પંક્તિમાં બેસાડી દીધો. આને કારણે આખા પંથકના લોકોને અને ખાસ કરીને સૌ ભરવાડોને શાંતિ થઈ ગઈ.

એક વાર સ્વામી સંતમંડળ સાથે લીલાખાની સીમમાંથી નીકળ્યા. ત્યાં તો દૂરથી ગોકળીઓએ સ્વામીને જોયા અને ઓળખી ગયા. 'અરે આ તો મુંજા સુરુના ગુરુ હાલ્યા આવે છે.' ભરવાડો દોડીને સ્વામીના પગમાં લાકડી પડે તેમ પડ્યા અને બોલ્યા 'સ્વામી તમે મુંજા સુરુને ભલો મૂંડ્યો! ભલો મૂંડ્યો! માળો અમારા ઘેટા બકરાના વાઘને વધવા દેતો નહોતો.'

ગોકળીની કાલી ઘેલી વાત સાંભળી સ્વામી અને સંતો હસવા માંડ્યા. સ્વામીના પ્રતાપે મુંજા સુરુ મહાન ભક્તરાજ થયા.

બાબરિયાવાડના માણસા ગામના વાલેરો વરુ ગરાસ વહેચણીની તકરારમાં બહારવટે ચડેલો. આસપાસનાં ગામની વસ્તીને રંજાડે, મારે, લૂંટે, ત્રાસ આપે. હળ હાંકતા નિર્દોષ ખેડૂતને મારી નાખે અને પરણવા જતા વરરાજાની હત્યા કરીને જાનને લૂંટી લે.

ગીરના જંગલમાં વાલેરા વરુનો અડ્ડો હતો. એક વાર ગુણાતીતાનંદ સ્વામી એ રસ્તે પસાર થયા અને વાલેરો વરુ સ્વામીની દ્રષ્ટિમાં ઝડપાઈ ગયો.

સ્વામીએ તેને બહારવટે ચડવાનું કારણ પૂછ્યું ને પછી તેની મુમુક્ષુતા જોઈ બોલ્યા, "કજીયો ભાઈ સાથે અને રંજાડ વસતીને? આ કેવો ન્યાય? બાપડા નિર્દોષ માણસો કે પશુઓને રહેંસી નાખવાથી ગરાસ મળશે?"

સ્વામીની વેધક દૃષ્ટિ ને મર્મસભર વાતોથી વાલેરાનું અંતર પીગળ્યું. વાલેરા વરુએ હાથ જોડીને કહ્યું, "મા બાપ! આપ દયા કરો તો ગરાસ મળે ને આ પાપમાંથી છૂટું."

સ્વામીએ આશીર્વાદ આપતા કહ્યું, "જા સાત દિવસમાં તારો ગરાસ મળી જશે." વાલેરો બોલ્યો 'સ્વામી મને સાત ગણતા નથી આવડતું.' સ્વામીએ એના કડિયાની કસે સાત ગાંઠ વાળીને કહ્યું 'રોજ સૂર્ય નારાયણ ઉગે ત્યારે એક ગાંઠ છોડજે. સાતેય ગાંઠ છૂટી જશે એટલે સાતમાં દિવસે તને તારો ગરાસ મળી જશે.'

રોજ સૂરજ ઉગે વાલેરાના કડિયાની કસેથી એક ગાંઠ છૂટે. આમ રોજ ગાંઠો છૂટતી ગઈ. સ્વામીના આશીર્વાદ સત્ય થયા. વાલેરા વરુના મામાએ ગરાસનો વિવાદ ઉકેલવામાં મધ્યસ્થી કરી. સાતમો દિવસ ઉગ્યો. મધ્ય ગીરમાં આવેલા તુલસીશ્યામ તીર્થમાં ભગવાન શ્યામની સાક્ષીએ વાલેરા વરુના પિતાશ્રી મામૈયા વરુએ વાલેરાનો ગરાસ સોંપી દીધો.

ગરાસ પાછો મળતા વાલેરા વરુને સૌથી પહેલા સ્વામી યાદ આવ્યા. બે હજાર રૂપિયા ખડિયામાં ભરી ગાડુ જોડાવી વાલેરો વરુ જૂનાગઢ આવ્યા અને સ્વામીના ચરણોમાં રૂપિયાનો ઢગલો કરી પોતે પણ સ્વામીના ચરણમાં ઢળી પડ્યા. બે-ચાર દિવસ રોકાયા. કથાવાર્તા સાંભળી અને વર્તમાન ધરાવી સત્સંગી થયા.

માણસા પાછા જાતી વખતે વાલેરાએ સ્વામીને કહ્યુ "સ્વામી મને તમારું અસલી ઘર બતાવો."

વાલેરાનો આ માર્મિક પ્રશ્ન તેના અંતરના ઉંડાણમાંથી આવેલો હતો.

સ્વામીએ અત્યંત પ્રસન્ન થઈ ને તેને સમાધિ કરાવી અને તેજોમય અક્ષરધામમાં શ્રીજી મહારાજના દિવ્ય દર્શન કરાવ્યા. વાલેરા વરુને ભગવાનની સર્વોપરીપણાની ગેડ બેઠી ને ઉત્તમ ભક્ત બન્યા.

સ્વામીના જોગથી આવા તો અનેક વાલેરા વરુઓના અંતરમાં ભાગવત્ ધર્મના દીવડાં પ્રગટ્યા હતા અને જોતજોતામાં ભવસાગર તરી ગયા હતા.

## "સ્વામી! તમારી વિરુદ્ધ બે ફરિયાદ છે"

ગુણાતીતાનંદ સ્વામી અને રઘુવીરજી મહારાજને પરસ્પર અસાધારણ પ્રીતિ હતી. બંને ભગવાન શ્રીહરિના હૃદગત રહસ્યને યથાર્થ જાણતાં હતાં અને પરસ્પર ભારે આદર સેવતા હતા.

એક વાર રઘુવીરજી મહારાજ જૂનાગઢ પધારેલા. જૂનાગઢમાં ગુણાતીતાનંદ સ્વામીના સાન્નિધ્યમાં ભગવાનની અખંડ કથાવાર્તાનો અખાડો જામ્યો હતો.

જગતમાં સહેજે અને સર્વત્ર બને છે, એમ ગુણાતીતાનંદ સ્વામીની મોટાઈ કેટલાક લોકોથી સહન થતી નો'તી. એમનું અંતર સ્વામી પ્રત્યે રાગદ્વેષથી ધૂંધવાતું હતું. આવા લોકોએ ભેગા મળીને આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજને ફરિયાદ કરી. 'મહારાજ આપ સત્સંગના ધણી છો. આપે ગુણાતીતાનંદ સ્વામીને થોડો ઠપકો આપવાની જરૂર છે.'

વાત સાંભળતા રઘુવીરજી મહારાજને થોડો આંચકો લાગ્યો અને પૂછ્યું ' મહાપુરુષો! સ્વામીનો એવો કયો વાંક છે? જેના અંગે અમારે એમને ઠપકો આપવો પડે!

ગુણાતીતાનંદ સ્વામી અને રઘુવીરજી મહારાજને પરસ્પર અસાધારણ પ્રીતિ હતાં. બંને ભગવાન શ્રીહરિના હૃદગત રહસ્યને યથાર્થ જાણતાં હતાં અને પરસ્પર ભારે આદર સેવતા હતા.

મહારાજશ્રીની વાત સાંભળી ટોળામાંથી એક જણ બોલ્યો 'મહારાજ ! ગુણાતીતાનંદ સ્વામી કથાવાર્તા કરે છે, પણ કોઈને નામધર્માદો આપવાની પ્રેરણા કરતાં નથી. નામધર્માદાના ઉઘરાણા સિવાય આ મોટા મોટા મંદિરોના વહીવટ કેમ ચાલશે ? અને બીજી ફરિયાદ એ છે કે સ્વામી ભગવાન સ્વામિનારાયણનો સર્વોપરીપણાનો મહિમા હદબાર ગાય છે, તેથી સત્સંગનું ખોટું દેખાય છે.'

રઘુવીરજી મહારાજે ભારે ધીરજ સાથે વાત સાંભળી અને કહ્યું, 'ભલે અમે સ્વામીને વાત કરીશું.'

ફરિયાદીઓ ફરિયાદ કરીને ગયાં. થોડી વારમાં ગુણાતીતાનંદ સ્વામી મહારાજશ્રીને મળવા ઉતારાને મેડે પધાર્યા. મહારાજશ્રીને દંડવત્ પ્રણામ કરી સ્વામી બેઠાં. મહારાજશ્રીએ મંદ મંદ હસતાં કહ્યું 'સ્વામી તમે ભારે

વાંકમાં આવ્યા છો. તમારા વિરુદ્ધ બે ફરિયાદ આવી છે!

સ્વામીએ સામે હસીને કહ્યું, 'મહારાજ આપ સત્સંગના ધણી છો!' અમારી કાંઈ ફરિયાદ હોય તો આપે અમોને અવશ્ય દંડ આપવો જોઈએ પણ જો જો બારોબાર દંડ ન દેતા, સામે થોડો ખુલાસો કરવાની તક આપજો. આટલું કહી સ્વામી બોલ્યા 'બોલો મહારાજ! શું ફરિયાદ છે?'

રઘુવીરજી મહારાજે સહેજ મોં મલકાવીને કહ્યું, 'સ્વામી એક ફરિયાદ એ છે કે તમે કોઈને નામધર્માદો આપવાની પ્રેરણા કરતા નથી. અને બીજી ફરિયાદ એ છે કે તમે શ્રીજી મહારાજનો સર્વોપરી મહિમા ખૂબ જ ગાઓ છો. તે કોઈને પચે છે, કોઈને નથી પચતો. લોકમાં સત્સંગનું ખોટું દેખાય છે.'

રઘુવીરજી મહારાજની વાત સાંભળી ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, 'મહારાજ! અમારા વિરુદ્ધની આ બંને ફરિયાદો સાવ સાચી છે. હવે અમારો ખુલાસો સાંભળો.'

પહેલી વાત કરીએ નામધર્માદાની. આપના પિતાશ્રી શ્રીજી મહારાજને અક્ષરધામમાંથી અવનિ ઉપર અવતરવું હતું ત્યારે અક્ષરમુક્તોની સભા ભરી ઠરાવ કર્યો કે 'આપણે પૃથ્વી ઉપર એકાંતિક ધર્મની સ્થાપના કરી જીવોના આત્યંતિક કલ્યાણ કરવા માટે પ્રગટ થાવું છે.' આવો ઠરાવ થયો હતો. પણ ધર્માદો ઉઘરાવવા જાવું છે એવો ઠરાવ થયો નહતો. હવે તમે ભગવાનના દીકરા છો, તો લાગવગ લગાડી ધર્માદાનો નવો ઠરાવ લઈ આવો, તો ધર્માદો ઉઘરાવવાનું કામ કરીએ. અને મહારાજ! ધર્માદો ધર્માદો શું કરો છો અમે તો જીવના અંતરમાં સ્વામિનારાયણને ઘાલી દઈએ છીએ. હવે એના હૃદયમાં સ્વામિનારાયણ બેઠા હશે, તો એ ધર્માદો બીજે ક્યાં આપવાના હતા? અહીંયા જ આપશેને? અને મહારાજ! રસ્તે ચાલતા હોઈએ ત્યારે સામે ગામ કેમ અને ક્યારે પહોંચાય? એની જ ચિંતા કરવાની હોય પણ જોડે છાણ કેટલું ચોંટ્યું એની ચિંતા ન કરાય!

ગુણાતીતાનંદ સ્વામીના મુખમાંથી પ્રભાવક વાણી પ્રવાહ વહી રહ્યો હતો.

રઘુવીરજી મહારાજે પણ સ્વામીની વાતનો સ્વીકાર કરતા કહ્યું, 'સ્વામી, તમારી વાત સાવ સાચી છે, પણ અમારી નજરમાં ન આવી.'

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું 'મહારાજ ! હવે અમારા માટેની બીજી ફરિયાદનો ખુલાસો સાંભળો.'

ગામડાના ગરીબ ઘરનો છોકરો પરણવા જાતો હોય તોય જાનડીઓ એના ભારોભાર વખાણ કરી અને ગીત ગાતી હોય. આખા ગામની મજૂરી કરતી હોય તો ય જાનડીઓ ગીતમાં બોલતી હોય કે 'ફલાણા ગામનો રાજા પરણવા જાય છે.'

વરરાજો ભેંસના વાંહા જેવો રૂપાળો હોય તોય જાનડીઓ ગાતી હોય કે 'વીરો મારો ઝગમગ થાય.' વરરાજાએ માંગેલાં ઘરેણા પહેર્યાં હોય તોય જાનડીઓ ગાતી હોય 'વીરનો સાફો સવા લાખનો.' આમ વરમાં કાંઈ ન હોય તોય જાનડીઓ વરને વખાણતી હોય.

મહારાજ ! અમે તો પુરુષોત્તમનારાયણની જાનડીઓ છીએ અને આ વરના મહિમાનો પાર ચાર વેદ પામી શકતા નથી. ષટ્શાસ્ત્ર અને અઢાર પુરાણ વર્ણન કરતા થાકે, તોય આ વર વાણીમાં સમાય એવો નથી. મનમાં મા'ય એવો નથી, શેષ અને શારદાય એના પારને પામી શકે એમ નથી.

અમે જે સર્વોપરી મહિમા ગાઈએ છીએ એ તો જીભ ઝાલીને બોલીએ છીએ, જેમ છે એમ તો હજી કહી શકાતું પણ નથી. અને કહેવા જઈએ તો સાંભળનારા ગાંડા થઈ જાય.

સ્વામીની તેજસ્વી વાણીને

સાંભળી રઘુવીરજી મહારાજ અપલક નયને સ્વામીના મુખ સામે જોઈ રહ્યા હતા અને સ્વામીએ પોતાની વાતને સમાપન તરફ લઈ જતાં કહ્યું 'મહારાજ! ગમે તે હોય આખરે તો અમે તમારા બાપનાં ગુણ ગાઈએ છીએ. એનાથી કદાચ બીજાને પેટમાં દુઃખે પણ તમને શું વાંધો છે?'

રઘુવીરજી મહારાજ બોલ્યા, 'સ્વામી આપની વાત સાવ સાચી છે. આપણે શ્રીજી મહારાજનો પ્રત્યક્ષ પ્રભાવ અને સર્વોપરી મહિમા નજરે નિહાળ્યો છે. આ તો કેટલાક સાધુ તરફથી વાત આવી એટલે આપને કહ્યું. આપ જે કરો છો તે યથાર્થ જ છે.'

ગુણાતીતાનંદ સ્વામીએ સહેજ હસીને કહ્યું, 'મહારાજ! એ તો અમને તમે વાત માંડી ત્યારથી જ ખબર પડી ગઈ હતી કે આ ફરિયાદ તમારા તરફથી નથી આવી, અમારી નાતમાંથી આવી છે, મહારાજ! જગતનો નિયમ છે. સૌને સૌના નાતીલા નડે. એમાં આપનો કાંઈ કસૂર નથી.'

"શ્રીજી મહારાજ પણ અમને ભલામણ કરી ગયા હતાં કે ધર્મકુળ સાવ ભોળું છે, રખે ને કોઈની વાતોમાં આવી જાય! મોટેરા સંતો અને મોટેરા હરિભક્તો એમનું ધ્યાન રાખજો."

રઘુવીરજી મહારાજે કહ્યું, 'હા સ્વામી ! તમારી વાત બરાબર છે' આમ કહી રઘુવીરજી મહારાજ ઊભા થયાં અને ખૂબ હેતથી સ્વામીને મળ્યાં. સ્વામી પણ અત્યંત રાજી થયા.

## ગોપાળાનંદ સ્વામીની ઉપાધી ટાળી

ભગવાન શ્રીહરિએ ગોપાળાનંદ સ્વામીને બેય દેશમાં મોટેરા નીમ્યા હતા. ગોપાળાનંદ સ્વામીનો પ્રૌઢ પ્રતાપ અને ઐશ્વર્ય સત્સંગમાં પ્રસિદ્ધ હતાં.

શ્રીહરિ તથા મુક્તાનંદ સ્વામીના અક્ષરધામ ગમન બાદ ગોપાળાનંદ સ્વામી સત્સંગનો મોટો આધાર હતા. હજારો હરિભક્તોને સ્વામીમાં ભરપૂર શ્રદ્ધા અને આસ્થા હતા. પરંતુ જગતના સહજ ક્રમ પ્રમાણે કેટલાક લોકોથી ગોપાળાનંદ સ્વામીની મોટાઈ ખમાતી નહોતી. એમના હૈયા ઈર્ષ્યાથી સળગતાં હતાં. આખરે વાત વધારે આગળ વધી.

ભરસભામાં ગોપાળાનંદ સ્વામીનું અપમાન કરી, હાલે તો ધોળા પણ પહેરાવી દેવાનો કારસો રચાયો. એ માટે બન્ને દેશના આચાર્યો અને સંતોની વિશાળ સભાનું આયોજન થયું. ક્ષમાના સાગર ગોપાળાનંદ સ્વામી મૌન ભાવે બધું જોતા રહ્યા અને સહન કરતા રહ્યા.

આ બધા સમાચાર જુનાગઢ ગુણાતીતાનંદ સ્વામી પાસે પહોચ્યા. ગુણાતીતાનંદ સ્વામી જૂનાગઢથી તાત્કાલિક વરતાલ પધાર્યા. પ્રથમ સ્વામી સીધા ગોપાળાનંદ સ્વામીને મળ્યા. ઘરમાંથી ઉભી થયેલી ઉપાધિને લીધે સ્વામી ભારે ઉદાસ હતા.

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, 'સ્વામી! તમે મુંઝાશો નહીં. તમે આવતી કાલની સભામાં હાજર ન રહેશો. બાકીનું હું સંભાળી લઈશ.'

ગોપાળાનંદ સ્વામીને મળીને સ્વામી સીધા આચાર્ય મહારાજ શ્રી રઘુવીરજી મહારાજ પાસે ગયા અને કહ્યું,

'બાપજી! શ્રીહરિએ ધર્મકુળને ભોળું કહ્યું છે. તમારે આવા લોકોની વાતોથી ભરમાવું ન જોઈએ. ગોપાળાનંદ સ્વામી કોણ છે? એ તમે ક્યાં નથી જાણતા! આવતી કાલની સભામાં જે થાય તે જોયા કરજો અને મૌન રહેજો.' રઘુવીરજી મહારાજ સ્વામીની વાત સમજી ગયા.

ત્યાંથી સ્વામી સીધા નિત્યાનંદ સ્વામી પાસે ગયા અને કહ્યું, 'સ્વામી તમારી નજર સામે આ શું થઈ રહ્યું છે?'

નિત્યાનંદ સ્વામી કહે, 'સ્વામી! હું બધું જાણું છું. પણ આગેવાની ભગવદાનંદે લીધી છે, એનું શું કરવું?

સ્વામી સીધા ભગવદાનંદ સ્વામીના આસને ગયા.ભગવદાનંદ સ્વામીએ બેસવા ગોદડી પાથરી, તો પગે ઠોકર મારીને ફગાવી દીધી અને કહ્યું. "આ શું માંડીને બેઠા છો? ગોપાળાનંદ સ્વામી એકલા છે, એમ જાણશો નહી. ભલે અહીં તમે મોટેરા રહ્યા, પણ અક્ષરધામમાં મોટેરો હું છું. તે જો કંઈ ઉન્મત્તાઈ કરશો તો ત્યાં તડકે ઊભા રાખીશ. ભગવાન અન્યથાકર્તુ છે. અક્ષરધામમાં તડકો નહી હોય તો તમારે માટે નવો કરીશ."

સ્વામીના ધારદાર વચનોથી ભગવદાનંદ સ્વામી હેબતાઈ ગયા. એમને પોતાની ભૂલ સમજાઈ ગઈ. એણે ક્ષમા માગી. સ્વામીએ એમને કહ્યું, 'કાલની સભામાં કોઈ આગેવાની લેશો નહીં, અને મૂંગા રહેજો.' ભગવાનંદ સ્વામીએ કહ્યું, 'ભલે સ્વામી! આપે કહ્યું એમ જ થશે.'

બીજા દિવસે સભા થઈ. આચાર્યશ્રી સભામાં બિરાજમાન હતા. સૌ સંતો પણ હાજર હતા. સભા ખીચોખીચ ભરાયેલી હતી. આજની સભાની ગંભીરતા કાંઈક જૂદી હતી. સભા કેવું રુપ લેશે તેનું કોઈને અનુમાન નહોતું.

અક્ષરધામમાં મોટેરો હું છું. તે જો કંઈ ઉન્મત્તાઈ કરશો તો ત્યાં તડકે ઊભા રાખીશ. ભગવાન અન્યથાકર્તુ છે. અક્ષરધામમાં તડકો નહી હોય તો તમારે માટે નવો કરીશ.

ગોપાળાનંદ સ્વામી વિરુદ્ધ ચળવળ કરનારા લોકો પોતાની યુક્તિ-પ્રયુક્તિઓ ગોઠવી રહ્યા હતા. રોજના ક્રમ પ્રમાણે કથા થઈ. આચાર્યશ્રી મૌન હતા. સદ્‌ગુરુઓ ગંભીર હતા. કોઈ કાંઈ બોલતું નહોતું.

આખરે એક સાધુથી ન રહેવાયું. એમણે સભામાં આચાર્યશ્રીને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો, 'ધર્મદેવને દીકરા કેટલા?'

સાધુના પ્રશ્નમાં બદ ઈરાદો એ હતો કે જો ધર્મદેવને ત્રણ જ દીકરા હોય તો આ ગોપાળાનંદ સ્વામી ચોથા દીકરાની જેમ કેમ વર્તે છે અને કેમ મનાય છે અને પૂજાય છે?

સાધુએ પ્રશ્ન પૂરો કર્યો ન કર્યો ત્યાં ગુણાતીતાનંદ સ્વમીએ સિંહગર્જના કરી સામે પ્રશ્ન કર્યો, 'સાધુરામ! તમે સત્સંગમાં આવ્યા એને કેટલા વર્ષ થયા?' જુવોને માથે ધોળા આવી ગયા છે! આટલા આટલા વરસ સત્સંગમાં ગાળ્યાં અને હજુ તમને ધર્મદેવના દીકરા કેટલા? એ ખબર ન હોય તો તમારાં વરસ ધૂળમાં મળ્યાં.'

પછી તો સ્વામીની વાણીનો ગજબ પ્રવાહ વહેતો થયો. સ્વામીએ પ્રતાપી વેણે કહ્યું, 'આ શું માંડીને બેઠા છો? મોટા પુરુષોનો દ્રોહ તમને ભારે પડશે. મહારાજ પણ માફ નહિ કરે. હજુ તો ધર્મામૃતના કરનારા બેઠા છે અને શ્રીજીના મુંડેલા સાધુઓ પણ બેઠા છે, છતાં ધર્મામૃતની આજ્ઞાઓ લોપાઈ રહી છે. એ માટે શરમ આવવી જોઈએ.

આ વાત કરતા કરતા સિંહ જેમ મુખ ફેરવે એમ સ્વામીએ આચાર્યશ્રી સામે જોયું અને કહ્યું, 'તમે ધર્મના આચાર્ય છો. ધર્મની રક્ષા માટે મહારાજે તમને નીમ્યા છે. તમે શુદ્ધ ધર્મ પ્રવર્તાવો.

તમે ન વર્તાઓ તે તમને ખોટ્ય અને અમે ન વર્તીએ તો અમને ખોટ્ય.'

સ્વામીના પ્રભાવશાળી વ્યક્તિત્ત્વ અને વચનોથી પૂરી સભામાં સન્નાટો વ્યાપી ગયો. કોઈ કાંઈ બોલી શકે એવી સ્થિતિ ન રહી અને સભા બરખાસ્ત થઈ. સભા પુરી થયા પછી સ્વામી સીધા ગોપાળાનંદ સ્વામીના આસને ગયા અને સ્વામીને ભેટી પડ્યા.

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, 'સ્વામી! મહારાજને પ્રતાપે વાદળાં વિખરાઈ ગયાં છે.'

ધીરગંભીર ગોપાળાનંદ સ્વામીની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં.

એક બાજુ ગુણાતીતાનંદ સ્વામીના 'બ્રહ્મ બોલ'ના પડછંદાઓ સારાએ સત્સંગમાં ગૂંજી રહ્યાં હતાં અને પડઘાઈ રહ્યાં હતાં.

બીજી બાજુ અમદાવાદ દેશની ગાદીએ શ્રી અવધપ્રસાદજી મહારાજ વિરાજમાન હતા. એમના શરીરે થોડી કસર હતી. શ્રી અવધપ્રસાદજી મહારાજને મનમાં રહેતું કે 'જૂનાગઢનાં જોગી ક્યારેક અમદાવાદ આવે અને એમના મુખેથી મહારાજનો મહિમા સાંભળું.'

અવધપ્રસાદજી મહારાજને જ્યારે આવા મનોરથ ઉઠતા હતા ત્યારે બરાબર એ જ સમયે વડતાલની ગાદીએ ભગવતપ્રસાદજી મહારાજ બિરાજતા હતા અને શ્રીહરિ જાણે અવધપ્રસાદજી મહારાજના મનોરથ પૂર્ણ કરવા માગતા હોય એમ ગુણાતીતાનંદ સ્વામી વડતાલ પધાર્યા હતાં.

અવધપ્રસાદજી મહારાજને સમાચાર મળ્યાં કે 'જૂનાગઢથી ગુણાતીતાનંદ સ્વામી વડતાલ પધાર્યા છે' મહારાજશ્રીના મનમાં થયુ આ અવસર મારે વધાવી લેવો જોઈએ.'

એમણે ભગવતપ્રસાદજી મહારાજને સમાચાર મોકલ્યા કે 'મારે શરીરે કસર છે. તમે જૂનાગઢના જોગીને લઈને અહીં પધારો. જોગીના મુખેથી કથાવાર્તા સાંભળું અને તમારા હાથેથી રોટલો જમું એટલે મારો મંદવાડ મટી જશે.'

ભગવતપ્રસાદજી મહારાજને આ સમાચાર મળ્યાં. તેઓ અત્યંત રાજી થયાં.

અવધપ્રસાદજી મહારાજનો ભગવતપ્રસાદજી મહારાજ ઉપર ભારે ભાવ હતો અને ભગવતપ્રસાદજી મહારાજને પણ દાદા પ્રત્યે મહિમાબુદ્ધિ અને અહોભાવ હતાં. સત્સંગના આ સુવર્ણકાળમાં બંને ગાદીઓ આત્મીયતાના તાણાવાણાથી વણાયેલી હતી. વ્યવહારિક બાધાઓના આઘાત-પ્રત્યાઘાત એ અનુબંધને શિથિલ કરી શકતા ન હતા.

અવધપ્રસાદજી મહારાજના નિમંત્રણથી ભગવતપ્રસાદજી મહારાજ અમદાવાદ આવવા તૈયાર થયાં પરંતુ એ જ સમયે ઉમરેઠમાં

મૂર્તિપ્રતિષ્ઠાનો મહોત્સવ આવી રહ્યો હતો. ઉમરેઠના ભક્તજનો વડતાલ આવ્યા અને ભગવતપ્રસાદજી મહારાજને ઉમરેઠ પધારવા વિનંતી કરી.

ભગવતપ્રસાદજી મહારાજના મનમાં ‘ઉમરેઠ જવું કે અમદાવાદ?’ એવું ધર્મસંકટ ઊભું થયું.

મહારાજશ્રીએ મોટેરા સંતો સાથે ચર્ચા-વિચારણા કરી. ગુણાતીતાનંદ સ્વામીએ મારગ કાઢ્યો અને કહ્યું ‘બાપજી! ઉમરેઠ ભક્તોને રાજી કરવા આપ ઉમરેઠ પધારો અને ત્યાનું કાર્ય પૂર્ણ કરી પછી અમદાવાદ પધારો. અમે અવધપ્રસાદજી મહારાજની ઈચ્છા પ્રમાણે અહીંથી સીધા અમદાવાદ જઈશું. આપણે અમદાવાદમાં ભેગા થઈશું.

સ્વામીની વાત સાંભળી ભગવતપ્રસાદજી મહારાજને અત્યંત આનંદ થયો અને એમણે સ્વામીની વાતને વધાવી લીધી.

ભગવતપ્રસાદજી મહારાજ ઉમરેઠ પધાર્યા અને ગુણાતીતાનંદ સ્વામી અમદાવાદ પધાર્યા.

જૂનાગઢના જોગીના પધારવાથી અવધપ્રસાદજી મહારાજના અંતરમાં અત્યંત આનંદ થયો.

અમદાવાદમાં કથાવાર્તાનો અખાડો મંડાયો. ભગવાન શ્રીહરિએ જ્યારથી કહ્યું હતું કે ‘વાતો કરવી એ શ્રેષ્ઠ છે’ ત્યારથી ગુણાતીતાનંદ સ્વામીના જીવનમાં કથાવાર્તા રોમ-રોમમાં રમતાં હતાં. કથાવાર્તા કરવામાં સ્વામી ક્યારેય નો’તા થાકતા, નો’તા સંતૃપ્ત થતાં કે નો’તા ક્યારેય સોપો પડવા દેતા!’ સ્વામીની કથાવાર્તામાં વેણે વેણે શ્રીહરિનો સર્વોપરી મહિમા સ્હેજે વરસતો જ હોય.

અવધપ્રસાદજી મહારાજ સ્વામીની વાતો સાંભળીને અત્યંત રાજી થતાં. અમદાવાદના સભામંડપની બાજુના પ્રસાદીના ગાદીવાળા મેડે આચાર્ય મહારાજશ્રી બિરાજતાં, સંતો પણ ત્યાં એકઠાં થતાં અને ગુણાતીતાનંદ સ્વામી મહારાજની કથાવાર્તા કરતાં.

એવામાં ઉમરેઠનું કાર્ય પતાવી ભગવતપ્રસાદજી મહારાજ પણ અમદાવાદ પધાર્યા. અવધપ્રસાદજી મહારાજને અત્યંત આનંદ થયો અને બોલ્યા ‘ભગવત ! તું આવ્યો એટલે હવે મારો તાવ ગયો, એમાંય આ જોગીની વાતો તો રસાયણ જેવી છે. રોગ માત્ર ટાળી નાખે એવી છે. જોગીની વાતો સાંભળવામાં ધરવ થાતો નથી.’

ગુણાતીતાનંદ સ્વામીની વાતો બધાને જ ગમતી એવું નો’તું. ઘણાને એ વાતો પચતી નો’તી એટલે યેનકેન પ્રકારેણ ગુણાતીતાનંદ સ્વામીને કથાવાર્તા કરતાં બંધ કરવાના પ્રયાસ થતાં, પરંતુ સાક્ષાત્ શ્રીજી મહારાજે અવધપ્રસાદજી મહારાજને દર્શન દઈને કહ્યું હતું કે ‘તમે જોગીને અહીં કથાવાર્તા કરવા માટે તેડાવ્યાં છે, તો એમના મુખેથી કથાવાર્તા સાંભળ્યે રાખજો. જેની તેની વાતોમાં ભરમાશો નહિ. આ જૂનાગઢના જોગી અમારું હદગત રહસ્ય યથાર્થ જાણે છે. અમે એમને મુખોન્મુખ અમારું રહસ્ય પાયું છે. આ સાધુ અમારો યથાર્થ મહિમા સમજે છે.’

સાક્ષાત્ શ્રીજી મહારાજના વચનાથી અવધપ્રસાદજી મહારાજ સાવધાન હતાં એટલે કોઈની કારી ફાવતી ન હતી. શ્રીહરિના સર્વોપરી

મહિમાથી સભર અખંડ બ્રહ્મરસના વરસાદથી ગાદીવાળો મેડો રસતરબોળ થઈ રહ્યો હતો.

એક બાજુ જૂનાગઢના જોગી અમૃતરસ વહાવી રહ્યાં હતાં. બીજી બાજુ, ભગવતપ્રસાદજી મહારાજ જાતે દાદાને ફાવે એવી રસોઈ કરીને જમાડી રહ્યાં હતાં.

થોડાં દિવસમાં અવધપ્રસાદજી મહારાજનો મંદવાડ દૂર થયો. તેઓ સાવ સાજા થયાં. મહારાજશ્રીના મનમાં થયું 'હવે હું સાજો થયો છું તો જાતે રસોઈ કરી ભગવાન શ્રીહરિના અત્યંત કૃપાપાત્ર અને લાડીલા એવા આ જૂનાગઢના જોગી અને સર્વ સંતોને જમાડું.'

સ્વામી બોલ્યા 'બાપજી ! આપનું અંતર કોચવાય એ અમને ન પોસાય અને મહારાજની આજ્ઞા લોપાય એ તો અમને સાવ ન પોસાય.

મહારાજશ્રી સ્વયં  રસોઈ કરીને સંતોને જમાડે ત્યારે સંતોના આનંદનો પાર પણ કેમ રહે?

દાદાએ સ્નાન કરી અબોટીયું પહેરી, મહારાજને સંભારી જાતે રસોઈ કરી, થાળ કર્યો પછી સંતોને જમવાની પંક્તિ કરી. મહારાજશ્રીએ મોટેરા મોટેરા સદ્‌ગુરુઓને ગાદીવાળે મેડે જમવા માટે નોતર્યા હતા.

સંતોની પંક્તિ થઈ મહારાજશ્રી આજે અત્યંત ભાવવિભોર હતાં. આવા પરમહંસોને જમાડવાનો અવસર ક્યાંથી? એમણે તમામ સંતોની આગળ ચાંદીના મોટા ખુમચા મૂક્યાં અને પોતે પીરસવાં તૈયાર થયાં.

ચાંદીના વાસણ જોયાં એટલે ગુણાતીતાનંદ સ્વામીથી ન રહેવાયું. એમણે કહ્યું 'મહારાજશ્રી! આ ચાંદીના થાળ સાધુને ન શોભે. અમારાથી આમાં ન જમાય. અમારા માટે તો તમારા બાપે લાકડાનાં પત્તરમાં જમવાની આજ્ઞા કરી છે. માટે આ ચાંદીના વાસણો પાછા લેવડાવી લ્યો.'

મહારાજશ્રીએ કહ્યું 'જોગી ! તમારી વાત સાચી છે. પરંતુ અમારે ગૃહસ્થોને આવો અવસર ક્યારે આવે? અમારા ગૃહસ્થના સાધનસામગ્રી તમારા જેવાં પરમહંસના કામમાં આવે, તો લેખે લાગે.

સ્વામીએ કહ્યું 'પણ બાપજી ! આ ચાંદીનાં વાસણમાં જમવાની શ્રીજી મહારાજની આજ્ઞા નથી.'

અવધપ્રસાદજી મહારાજ બોલ્યાં 'સ્વામી ! વાત સાચી છે, પણ હું અમદાવાદ ગાદીનો આચાર્ય તમને કહું છું કે આજે તો તમે આમાં જ જમો, તમને કોઈ બાધ નહિ આવે.'

ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું 'બાપજી ! અમારે તમારી આજ્ઞા માનવી ? કે તમારા બાપની આજ્ઞા માનવી ?'

આ મીઠી વડચડમાં અયોધ્યાપ્રસાદજી મહારાજ થોડાં મુંઝાયા અને મહારાજશ્રીની મુંઝવણ પારખી ગુણાતીતાનંદ સ્વામી બોલ્યાં 'મહારાજશ્રી મુંઝાઓ માં! લ્યો અમે મારગ કાઢીએ!

મહારાજશ્રી તથા પંક્તિમાં બેઠેલા સર્વે સ્વામીની સામે જોઈ રહ્યાં અને 'સ્વામી શું મારગ કાઢશે' એ સાંભળવા તત્પર થયા.

સ્વામીએ સેવક સંતને આજ્ઞા કરી 'સાધુરામ! આપણા પત્તર લાવો અને આ ચાંદીના ખુમચામાં મૂકો એટલે મહારાજશ્રીની આજ્ઞા પણ પળે અને એમનાં પિતાની આજ્ઞા પણ પળે.'

સ્વામીની વાત સાંભળતા અયોધ્યાપ્રસાદજી મહારાજના અંતરમાં અપાર આનંદ થયો. એમની વાણી ગદ્‌ગદ્ થઈ અને બોલ્યાં 'જોગી ! ભલો મારગ કાઢ્યો.'

સ્વામી બોલ્યા 'બાપજી ! આપનું અંતર કોચવાય એ અમને ન પોસાય અને મહારાજની આજ્ઞા લોપાય એ તો અમને સાવ ન પોસાય. તમને ધર્મની રક્ષા માટે ગાદીએ બેસાડ્યાં છે. તમે સર્વને

ધર્મમાં નહિ વરતાવો તો બીજું કોણ વરતાવશે?'

અવધપ્રસાદજી મહારાજે કહ્યું 'જોગી! તમારી વાત સાવ સાચી છે. મહિમાને ઓથે પણ ધર્મનો લોપ થાય, તો ધર્મનંદન શ્રીહરિને ન ગમે.'

પંક્તિમાં બેઠેલાં સર્વ સદ્‌ગુરુ સંતો આ દિવ્ય સંવાદને સાંભળી રહ્યાં હતાં અને માણી રહ્યાં હતાં. થોડી વાર ભોજન પણ ભૂલાઈ ગયાં હતાં.

આખરે અવધપ્રસાદજી મહારાજની ભાવના પૂરી થઈ અને સર્વ સંતોના ધર્મ પણ સચવાયાં, અમદાવાદના ગાદીવાળા મેડે સર્વોપરી શ્રીહરિનો જયજયકાર થયો.

## ધ્યાની સંત ભગવાનદાસ

પીપલગના પટેલ ભગવાનદાસને ગુણાતીતાનંદ સ્વામી પ્રત્યે અપાર પ્રેમ અને વિશ્વાસ હતા. ગુણાતીતાનંદ સ્વામી જુનાગઢથી સંઘ લઈને વડતાલ જવા નીકળે ત્યારે ભગવાનદાસ સંઘમાં અચૂક જોડાય, સ્વામીનો સમાગમ કરે અને સેવા કરે.

ભગવાનદાસની ઉંમર જુવાન હતી. માતાપિતા તથા સગાં સંબંધીઓ એમને પરણાવવા માંગતા હતાં. પરંતુ ભગવાનદાસ પરણવા માટે તૈયાર ન હતા.

આખરે ભગવાનદાસના પરિવારજનોએ બળજબરીથી પરણાવવાનું નક્કી કર્યું. વાજતે ગાજતે જાન જોડી અને મૂરતિયાને માંડવે લઈ ગયા!

ભગવાનદાસે મનમાં વિચાર કર્યો "મારે તો સ્ત્રીના ભોગ સુખ હરામ છે. પરાણે પરણાવે તોય સંસાર તો માંડવો જ નથી, પણ સામેની જુવાન બાઈનો ભવ બગડે એવું કરવું નથી."

ભગવાનદાસે મનોમન યોજના ઘડી અને બહિર્ભૂમિ જવાને બહાને અધૂરા લગ્ને રાતોરાત જુનાગઢ તરફ ભાગી નીકળ્યા. પીપલગ અને જુનાગઢ વચ્ચે સેંકડો કિલોમીટરનું અંતર છે. એક રાતમાં આ અંતર કાપવું મુશ્કેલ હતું.

રસ્તામાં કોઈ જગ્યાએ ભગવાનદાસ થોડોક વિશ્રામ કરવા રોકાયા. થાકને લીધે એમની આંખ મીંચાઈ ગઈ અને ઘાટી ઉંઘ આવી ગઈ. વહેલી સવારે ઉંઘ ઉડી તો પોતે જુનાગઢ મંદિરને દરવાજે ઉભા હતા. ભગવાનદાસ તો આશ્ચર્ય નજરે જોઈ રહ્યા. આ કેમ થયું એ મગજમાં બેસતું ન હતું.

આ બાજુ મંદિરમાં ગુણાતીતાનંદ સ્વામીએ કોઈ માણસને મોકલીને દરવાનને કહેવાડ્યું કે "દરવાજા ખોલો અને દરવાજે અજાણ્યા મહેમાન ઉભા છે, એને અંદર લાવો" સ્વામીના આદેશમાં સર્વજ્ઞપણું નીતરતું હતું.

ભગવાનદાસ અંદર આવ્યા અને સીધા સ્વામી પાસે ગયા. સ્વામીને દંડવત પ્રણામ કર્યા. સ્વામીએ ભગવાનદાસને માથે બેય હાથ મેલ્યા અને કહ્યું "ભગવાનદાસ! તમને ધન્ય છે તમે તો જુવાન ઉંમરે માયા જીતીને આવ્યા. આવું તો કોઈક જ કરી શકે! તમે તો અદ્‌ભૂતાનંદ સ્વામી જેવું કર્યું."

ભગવાનદાસ બોલ્યા "સ્વામી! એ તો આપની કૃપાનું ફળ છે."

ગુણાતીતાનંદ સ્વામીના સમાગમથી ભગવાનદાસની સ્થિતિ અત્યંત ઉંચી થઈ. ભગવાનદાસને ધ્યાનનું અંગ હતું. ભગવાનદાસ

સ્વામીના જોગથી ભગવાનદાસના અંતરમાં વૈરાગ્ય ઉદય થયો અને સંસાર હરામ થઈ ગયો.

નખથી શિખા પર્યંત મહારાજની મૂર્તિના ધ્યાનનો અભ્યાસ કરતા. ધીમે ધીમે ધ્યાન ગહન અને ગહન થતું ગયું. પણ એક મુશ્કેલી ઉભી થઇ . ભગવાનદાસ ચરણથી ધ્યાન શરુ કરે અને શ્રીહરિની નાભિ સુધી પહોંચે. ઉંડી ગોળ ગંભીર નાભિમાંથી શીતળ શાંત તેજના ફુવારા છૂટે અને ભગવાનદાસની તમામ વૃત્તિઓ નાભિમાં લીન થઇ જાય પછી તો કેટલો સમય પસાર થયો એની ખબર જ ન પડે. મુશ્કેલી એ થાય કે નાભિથી આગળ મૂર્તિનું ધ્યાન થઇ જ ન શકે.

સ્વામીએ ભગવાનદાસજીને માથે બે હાથ મેલ્યા. ભગવાનદાસજીને સમગ્ર ચેતાતંત્રમાં અપૂર્વ દિવ્ય ઊર્જાનો સંચાર થયો.

મૂર્તિનું ધ્યાન પૂર્ણ ન થાય એટલે ભગવાનદાસનું મન મુંઝાયા કરે.

એકવાર ભગવાનદાસજીએ એકાંતમાં પોતાની મુંઝવણ સદ્‌ગુરુ ગુણાતીતાનંદસ્વામીને જણાવી અને કહ્યું "સ્વામી મારાથી ધ્યાન પૂર્ણ થતું નથી નાભિએ અટકી જવાય છે."

ગુણાતીતાનંદસ્વામી મંદમંદ હસીને બોલ્યા સાધુરામ! એ તો મહારાજની નાભિ જ એવી છે. એમાં ભલભલા સલવાઇ જાય. બ્રહ્માજી નાભિનો પાર લેવા નાભિકમળની નાળમાં સો વર્ષ સુધી ચાલ્યા હતા પણ પાર પામી શક્યા નો'તા. ભગવાનદાસે હાથ જોડીને કહ્યું 'સ્વામી! મારા ઉપર દયા કરો અને મને નાભિથી આગળ વધાય એવું કરી દ્યો.'

શિષ્યની ઉત્કૃષ્ટ શ્રદ્ધા જોઇને સદ્‌ગુરુને હોંસ કેમ ન આવે? ભગવાનદાસની ઉત્કૃષ્ટ શ્રદ્ધા જોઇને ગુણાતીતાનંદ સ્વામી અત્યંત રાજી થયા. સ્વામીએ ભગવાનદાસજીને માથે બે હાથ મેલ્યા. ભગવાનદાસજીને સમગ્ર ચેતાતંત્રમાં અપૂર્વ દિવ્ય ઊર્જાનો સંચાર થયો. સ્વામીએ પ્રવાહિત કરેલી એ બ્રાહ્મી ઊર્જાએ ભીંતરના આવરણોને ઓગાળી નાખ્યા. ભગવાનદાસજીની દેહદશા દિવ્ય ઊર્જામાં ડૂબી ગઇ અને ધ્યાનનો અવરોધ દૂર થયો. ભગવાનદાસ ધ્યાનની સર્વોચ્ચ સ્થિતિને પામ્યા. ભગવાનદાસને મહારાજની મૂર્તિ સિદ્ધ થઇ.

અનેક પ્રકારે યોગકળા સાધવાથી જે કાર્ય સિદ્ધ ન થાય, તે કાર્ય સમર્થ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુની કૃપાથી સિદ્ધ થયું. ત્યારબાદ ભગવાનદાસજી

## મોટા દેવતાને દર્શન થાતા નથી થોડી વાતમાં રે

જૂનાગઢથી વેરાવળ સોમનાથ બાજુ દરબારોએ વસાવેલું માળીયા હાટીના ગામ છે. આ વિસ્તારમાં ખુબ સારો સત્સંગ છે. અહીના દરબારોએ આંબાના બગીચાઓ વિકસાવેલા. જૂનાગઢ શ્રી રાધારમણ દેવ પ્રત્યે દરબારોને અનન્ય નિષ્ઠા હતી. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના વચને તેઓએ ઘણા આંબાઓ દેવને અર્પણ કરેલા.

કેરીના ફાલ સમયે જૂનાગઢથી સંતો અને પાર્ષદો ગાડાંઓ લઇને આવતા. આંબાના બગીચાઓમાં છાવણીઓ નખાતી. આંબાઓ વેડાતા. ગાડાં મોઢે કેરીઓ જુનાગઢ મોકલાતી અને ત્યાં એ કેરીઓ દેવને થાળ તથા સંતો હરિભક્તોની રસોઇ માટે વપરાતી.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની આજ્ઞાથી ધ્યાની સંત ભગવાનદાસજી માળીયામાં રહેતા. આંબાના બગીચાઓનું જતન કરાવતા અને

હરિભક્તોના દિલમાં સત્સંગના બગીચાઓને પણ સમૃદ્ધ કરતા.

સ્વામી મોટે ભાગે આંબાના બાગમાં જ રહીને ધ્યાન-ભજનમાં લીન રહેતા. એક દિવસની વાત છે, મધ્યરાત્રિનો સમય હતો. સ્વામી ભગવાનદાસજી ધ્યાન કરી રહ્યા હતા. ધ્યાન કરતા કરતા સ્વામીને એક વિચાર સ્ફૂર્યો. 'બ્રહ્માજી કેવા હશે? બ્રહ્માજીને ચાર મુખ છે, એમ કહેવાય છે. તો એ ચારે મુખ ચારે દિશાઓમાં હશે કે સીધી લાઈનમાં હશે? બ્રહ્મા કેવા લાગતા હશે?'

આટલા વિચારોની સાથે જ સ્વામીના નેત્ર ખુલી ગયા. ધ્યાનમાં આવો વિચાર સ્વામીને વિક્ષેપરુપ લાગ્યો. મનમાં થયું, અરે! અનંત કોટિ બ્રહ્માંડના સ્વામીને મેલીને ચક્રવર્તી સમ્રાટના નાનકડા ગામડાના પટેલીયા જેવા બ્રહ્માને મેં શું કામ યાદ કર્યા?

આવો વિચાર કરતા હતા ત્યાં તો સામે કોઈ પુરુષ દંડવત્ કરતો દેખાયો. સુંદર પાતળા સોટા જેવી રૂપાળી એની કાયા હતી. ધોળા હંસની પાંખ જેવાં શ્વેત વસ્ત્રો પહેર્યાં હતાં. માથાનો સુવર્ણ મુગટ ધરતી ઉપર રાખી દીધો હતો.

સ્વામીએ અર્ધરાત્રે અજાણ્યા તેજસ્વી પુરુષને દંડવત્ કરતો જોઈ આશ્ચર્ય અનુભવ્યું અને પૂછ્યું 'ભાઈ! તું કોણ છે?' દંડવત્ કરનાર પુરુષે કહ્યું, 'હું આ બ્રહ્માંડનો બ્રહ્મા છું. મને આપ જેવા પ્રગટ પુરુષોત્તમ નારાયણના સંતના દર્શનની હંમેશા ઈચ્છા રહ્યા કરે છે, પરંતુ આપ સંકલ્પ ન કરો ત્યાં સુધી દર્શન ન થાય. આજે આપે યાદ કર્યો અને હું હાજર થયો.'

સ્વામીએ કહ્યું, 'પણ તું બ્રહ્મા છો તે અમને કેમ માન્યામાં આવે? બ્રહ્માને તો ચાર મુખ હોય છે, તારે તો એક જ મુખ છે.'

બ્રહ્માજીએ હાથ જોડીને કહ્યું, સ્વામી! મારે મુખ તો એક જ છે, પરંતુ પરમાત્માએ મારા એક મુખમાં ચાર મુખની શક્તિ આપી છે એટલે લોકો મને ચતુરાનન તરીકે ઓળખે છે.

સ્વામીએ કહ્યું, 'પણ અહીં મારા દર્શનથી તને શું વળે, તું જુનાગઢ જા અને ત્યાં અક્ષરબ્રહ્મનો અવતાર સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી બિરાજે છે એમના દર્શન કર, તો તારો બેડો પાર થઈ જાય.'

બ્રહ્માજીએ કહ્યું, 'સ્વામી! મને સ્વામીનાં દર્શનની ઘણી જ ઈચ્છા રહે છે, પણ મારાથી સ્વામીનાં દર્શન થઈ શકતાં નથી. જગતના જીવોને અંધારાના આવરણ નડે છે. જ્યારે અમને દેવતાઓને અજવાળાનાં આવરણ નડે! સ્વામીનું શરીર આંખોને આંજી નાખે એવા તેજથી ભર્યું છે. જેને લીધે મને સ્વામીનાં દર્શન થઈ શકતાં નથી. આટલું કહી બ્રહ્માજીએ સ્વામી ભગવાનદાસજીને વિનંતીના સ્વરમાં કહ્યું, 'સ્વામી! તમે કૃપા કરો. મારી સાથે જુનાગઢ આવો અને મારા વતી ગુણાતીતાનંદ સ્વામીને વિનંતી કરો કે કૃપા કરી મને દર્શન આપે.'

સ્વામી ભગવાનદાસજીને બ્રહ્માજી ઉપર દયા આવી અને બોલ્યા, 'ભલે ભાઈ! તારું કામ થતું હોય તો હું તારી સાથે આવું. સ્વામીને વિનવું અને તને દર્શન કરાવું.'

બ્રહ્માંડના ઈતિહાસમાં આજ સુધી બ્રહ્માજી

કાર્ય સિદ્ધ કરનારા ઘણા લોકો બ્રહ્માજીને મળ્યા હતા પરંતુ બ્રહ્માજીનું કાર્ય સિદ્ધ કરાવે એવા સમર્થ પુરુષ તો બ્રહ્માજીને આજ મળ્યા!

બ્રહ્માજીએ પોતાના હંસ સમાન આકૃતિવાળા અને પંચભૂતના આવરણોને ભેદી શકનારા દિવ્ય વિમાનમાં સ્વામી ભગવાનદાસજીને બેસાડ્યા અને વિમાને જૂનાગઢ તરફ પ્રયાણ કર્યું. પલકવારમાં વિમાન જૂનાગઢ પહોંચ્યું. ધર્મશાળાના ચોકમાં વિમાન ઉતર્યું. ગુણાતીતાનંદ સ્વામીની આજ્ઞાની રાહ જોતા બ્રહ્માજી વિમાનમાં જ બેસી રહ્યા અને સ્વામી ભગવાનદાસજી વિમાનમાંથી બહાર નીકળ્યા અને ગુણાતીત સભાંડપમાં પધાર્યા. આ દિવ્ય સભા મંડપમાં અનંત કોટિ બ્રહ્માંડ જેના રોમમાં અણુની જેમ ઉડતા ફરે એવા મહાસમર્થ ગુણાતીતાનંદ સ્વામી થાંભલાને ટેકે બેઠા હતા અને સ્વામિનારાયણ મહામંત્રનું ભજન કરી રહ્યા હતા.

સ્વામી ભગવાનદાસજી ગુણાતીતાનંદ સ્વામીને દંડવત્ કરવા લાગ્યા. સ્વામીની દૃષ્ટિ ભગવાનદાસજી ઉપર પડી. અંતર્યામિ સ્વામીએ અજાણ્યાની જેમ પૂછ્યું, 'અરે ભગવાનદાસ! અટાણે મધરાત્રે તમે અહીં ક્યાંથી?' ભગવાનદાસજી હાથ જોડીને બોલ્યા, 'સ્વામી! માળીયાથી આવું છું પણ એકલો નથી. ધર્મશાળાના ચોકમાં વિમાન ઉભું છે અને બ્રહ્માજી તમારા દર્શન માટે મંજુરીની રાહ જોતા ઉભા છે.' આટલું કહી ભગવાનદાસજીએ જે દિવ્ય ઘટના ઘટી હતી તે જણાવી.

ભગવાનદાસજીની વાત સાંભળી સ્વામી મંદ મંદ હસ્યા અનો બોલ્યા, 'ભગવાનદાસ! તમે ખરી લપ ભેળી લઈને આવ્યા! હવે તમે લાવ્યા છો તો ભલે આવીને દર્શન કરી જાય.'

જેને અનંત કોટિ બ્રહ્માંડની ગણતરી ન હોય એને એક બ્રહ્માંડના અધિપતિની શું ગણતરી હોય?

જેને અનંત કોટિ બ્રહ્માંડની ગણતરી ન હોય એને એક બ્રહ્માંડના અધિપતિની શું ગણતરી હોય?

સ્વામીની આજ્ઞાથી બ્રહ્માજી સ્વામીના દર્શને આવ્યા. દંડવત્ પ્રણામ કર્યાં અને પોતાના કલ્યાણની કામના વ્યક્ત કરી.

સ્વામીએ બ્રહ્માજીને પ્રગટ પુરુષોત્તમ નારાયણના પ્રતાપ અને પ્રભાવની વાત કરી કહ્યું, 'બ્રહ્માજી! તમે સ્વામિનારાયણ મહામંત્રનું ભજન કરજ્યો. તમારી સત્યલોકની સભામાં શ્રીહરિના સર્વોપરિ મહિમાનું ગાન કરજ્યો અને સર્વને કહેજ્યો કે ચારે વેદ જેમનું સ્તવન કરે છે એવા પૂર્ણ પુરુષોત્તમ નારાયણ હાલમાં પૃથ્વી ઉપર સ્વામિનારાયણ રુપે પ્રગટ થયા છે અને એમના આશ્રયથી હજારો હજાર જીવ આત્યંતિક કલ્યાણને પામી રહ્યા છે.

આટલું કહી વળી સ્વામી બોલ્યા, 'બ્રહ્માજી! આ બ્રહ્માંડ રહેશે ત્યાં સુધી તમે તમારા સત્યલોકના નિવાસીઓ સાથે સત્યલોકમાં રહેશો અને પ્રગટ પુરુષોત્તમ નારાયણના લીલા ચરિત્રોના ગાન અને શ્રવણ દ્વારા બ્રહ્માંડની આવરદા પુરી થશે ત્યારે આત્યંતિક કલ્યાણને પામશો.

ગુણાતીતાનંદ સ્વામીના મુખમાંથી વરસતા વચનોના વરસાદમાં બ્રહ્માજી રસતરબોળ થઈ ગયા. બ્રહ્માજીએ હાથ જોડીને કહ્યું, 'સ્વામી! ખરેખર આપ જેવા અક્ષરમુક્તોએ અને પ્રગટ પુરુષોત્તમ નારાયણે અનંત કોટિ બ્રહ્માંડોમાંથી મારા આ નાનકડા બ્રહ્માંડને પસંદ કરી અહીં અવતરણ કર્યું અને અમને સર્વને પાવન કર્યા. એમાંયે આજે તમારાં દર્શનથી અને તમારા અમૃત વચનોના શ્રવણથી હું ધન્ય ધન્ય થઈ ગયો છું.

આટલું કહી બ્રહ્માજીએ ફરીથી સ્વામીને દંડવત્ પ્રણામ કર્યા અનો વિદાય લીધી. બ્રહ્માજીએ ભગવાનદાસને પાછા માળીયે ઉતાર્યા અને સ્વયં સત્યલોકમાં ગયા.

**નોંધ-** સદ્‌ગુરુ નારાયણદાસજી જ્યારે સાધુ થવા આવ્યા અને પાર્ષદ તરીકે હતા ત્યારે ભગવાનદાસજીએ પોતાના આ દિવ્ય અનુભવની વાત સ્વમુખે સ્વામી નારાયણદાસજીને કરેલી. વાતનું સમાપન કરતા સ્વામી ભગવાનદાસજીએ કહ્યું કે પાર્ષદો તમે ભાગ્યશાળી છો કે પ્રગટ ભગવાનના ખોળે સાધુ થવા આવ્યા છો. મહારાજ તો ઠીક, મહારાજના મોટા સંતોનાં દર્શન **'ભવ બ્રહ્માદિક દેવાતઓને પણ દુર્લભ છે.'**

## સદ્‌ગુરુઓનો અલૌકિક સંવાદ

એકવાર વડતાલમાં ત્રણ મહાન સંતો એકાંતમાં બેસીને ચર્ચા કરી રહ્યા હતા.

એક હતા મહાન યોગીરાજ ગોપાળાનંદ સ્વામી, બીજા હતા ભગવાન શ્રીહરિના કૃપાપાત્ર લહીયા શુકાનંદ સ્વામી, ત્રીજા હતા અક્ષરબ્રહ્મનો અવતાર સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી.

પૂર્વાશ્રમની દ્રષ્ટીએ ત્રણેયના શરીર બ્રાહ્મણના હતા.

સર્વોપરી ભગવાનના સર્વોપરી સંતો વચ્ચે અદ્‌ભૂત સંવાદ ચાલતો હતો. સંવાદના કેન્દ્રમાં પ્રશ્ન હતો સમય આવ્યે આપણે ત્રણેય જણા કઈ રીતે શરીર છોડશું ?

ભલભલા યોગીઓ અને સિદ્ધોને પણ સાંભળવામાં અત્યંત આકર્ષણ થાય અને સામાન્ય સંસારીને ગમ ન પડે તથા ધ્રુજારી છૂટે એવો આ પ્રશ્ન હતો.

સર્વતંત્ર સ્વતંત્ર શ્રીહરિની ઉપાસનાથી કાળ, માયા અને કર્મના પ્રભાવથી રહિત સ્વતંત્ર રીતે વર્તતા આ મહાપુરુષો હતા.

દેહમાં હોવા છતા આ મહાપુરુષો દેહાતીત હતા. ગુણમાં હોવા છતા આ મહાપુરુષો ગુણાતીત હતા. આ મહાપુરુષોના જીવન અનેક દિવ્ય ચમત્કારોથી ભરપુર હતા.

આ મહાપુરુષોના વચને કંઈકને સમાધિઓ થતી. કંઈક સકામભક્તોના મનોરથો પૂર્ણ થતા. આ મહાપુરુષો મહાસમર્થ હતા. મહાસમર્થ હોવા છતા ધીરજ અને ક્ષમાનો સાગર હતા. આ સંતોએ અનેક વાર

તુચ્છ જીવોના અપમાન સહ્યા હતા.

દેહમાં અવતરવું અને દેહનો ત્યાગ કરવો એ આ મહાપુરુષોના હાથની રમતની વાત હતી. આવા મહાપુરુષો પરસ્પર વાતો કરી રહ્યા હતા કે આપણે શરીર કઈ રીતે છોડીશું?

સર્વ પ્રથમ મહાસિદ્ધ યોગીરાજ ગોપાળાનંદ સ્વામી બોલ્યા, 'આપણે મહારાજની આજ્ઞાથી દેહમાં રહ્યા છીએ. જ્યારે મહારાજનો હુકમ થશે ત્યારે યોગ ક્રિયાથી સુષુમ્ણા માર્ગે પ્રાણને ચડાવી બ્રહ્મરન્ધ્રને ભેદીને મહારાજ પાસે પહોંચી જઈશું.'

ગુણાતીતાનંદ સ્વામીએ મંદમંદ હસતા ડીલ ઉપર ચાદર ઓઢી હતી તે નીચે ઉતારી અને બોલ્યા, 'બાપની આજ્ઞા થશે ત્યારે આપણે આ ચાદર ઉતારી એમ દેહની ચાદર ઉતારી ધામમાં પહોંચી જઈશું.'

શુકાનંદ સ્વામી બોલ્યા, 'મને નથી ગોપાળાનંદ સ્વામી જેવી યોગક્રિયા આવડતી કે નથી જુનાગઢના જોગીના જેવું કેળવેલું સુદ્રઢ શરીર. હું તો મહારાજને પ્રાર્થના કરીશ કે, હે મહારાજ! શરીર છોડતી વખતે એક સાથે પીડા ન દેશો, એક વર્ષ સુધી ઝીણો ઝીણો તાવ દેજો. જેથી દેહ સાથેના મનનાં બધા જ બંધનો શિથીલ થઈ જાય. પછી માખણમાંથી મોવાળાને ખેંચે તેમ મને તમારી પાસે લઈ લેજો.'

અને ખરેખર ત્રણેય મહાપુરુષોએ પોતે કરેલી મંત્રણા પ્રમાણે જ શરીર છોડ્યા.

## જુનાગઢને આખરી સલામ

સંવત ૧૯૨૩નો ભાદરવો માસ ચાલતો હતો. જૂનાગઢ મંદિરમાં ગુણાતીતાનંદ સ્વામીએ ૪૦-૪૦ વર્ષથી કથાવાર્તાનો અખાડો માંડ્યો હતો. સ્વામીના મુખથી વરસતા બ્રહ્મરસના વરસાદથી સોરઠની ધરા ધન્ય થઈ હતી. ન માત્ર સોરઠ, દૂર-દૂર ગુજરાતમાંથી પણ અનેક ભક્તજનો આ અષાઢી મેઘમાં ભીંજાવા માટે જૂનાગઢ આવતાં હતાં અને ધન્ય થતાં હતાં. શહેરે-શહેરે, ગામડે-ગામડે અને નેસડે-નેસડે શ્રીહરિના સર્વોપરી મહિમાના ફાલની સુગંધ ફેલાણી હતી.

અષાઢી હેલી મંડાણી હોય ત્યારે કાંઈ બધા જ ભીંજાય એવું નથી હો'તું. ઘણી વાર તો કાંધના ક્યારા જ કોરા રહી જતાં હોય છે.

ગમે એટલો વરસાદ વરસે, ખેતરના પાહ પલળી જાય પણ ખળા જેવી ટોરાઈ ગયેલી ધરતીમાં પાણી અંદર ન ઉતરે. ઉપરથી દડીને ચાલ્યું જાય.

આ લોકની બલિહારી છે! ભગવાન રામ કે ભગવાન કૃષ્ણ જેવાને પણ જગતના જીવોએ સુખે જીવવા દીધા નથી.

ગુણાતીતાનંદ સ્વામી સમસ્ત મહાગુજરાતની ધરતીને શ્રીહરિના સર્વોપરી મહિમાથી રસતરબોળ કરી રહ્યાં હતાં ત્યારે જૂનાગઢમાં સ્વામીની સાથે જ રહેનારાઓમાંથી કેટલાકના અંતર ખળા જેવા ટોરાયેલા હતા. જેમાં આ અનરાધાર વરસાદની ધારાઓ ઊંડી ઊતરી શકતી ન હતી.

જૂનાગઢમાં બધું સમુ-સુતરું ન હતું. જેને રુંવાડે રુંવાડે બ્રહ્માંડ ઉડતા હોય એવા અક્ષરબ્રહ્મને પણ નાતીલાઓની ઉપાધિઓ સહન કરવી પડતી હતી. આખરે સ્વામીનું અંતર ઉદાસ થયું અને જુનાગઢને છોડવાનો સંકલ્પ કર્યો. સાથે સાથે આ લોકમાંથી પણ વિદાય લેવાનો સંકલ્પ કર્યો.

આ લોકની બલિહારી છે! ભગવાન રામ કે ભગવાન કૃષ્ણ જેવાને પણ જગતના જીવોએ સુખે જીવવા દીધા નથી.

ભાદરવા વદી-૩ ત્રીજનો દિવસ હતો. સવારના પહોરમાં સ્વામીએ પોતાના હાથે સંતો અને હરિભક્તોને કાકડીની પ્રસાદી વહેંચી અને બોલ્યાં, 'અમારા અંગની વાત નો'તી છતાંય બાપની આજ્ઞાથી ચાલીસ વરસ, ચાર મહિના અને ચાર દિવસ જૂનાગઢની મહંતાઈ કરી. હવે આ તમારું જૂનાગઢ જેને સંભાળવું હોય એ સંભાળી લ્યે. અમે હવે જૂનાગઢ છોડી સત્સંગમાં ફરશું.'

સ્વામી કહે 'કલ્યાણજી! અક્ષર તો તારી સામે બેઠું છે, પણ જીવને માનવામાં આવતાં વાર લાગે!

સ્વામીના વચન સાંભળી સ્વામી સાથે અત્યંત હેતથી જોડાયેલા સંતો-ભક્તોને હૃદયમાં વેદના થઈ. સ્વામી બાલમુકુંદદાસજી, સ્વામી કૃષ્ણસેવાદાસજી, બ્રહ્મચારી અચિંત્યાનંદજી વગેરે શિષ્યોને સાથે લઈ સ્વામી વંથલી પધાર્યા.

સ્વામીના પધારવાથી વંથલીના મહામુક્તરાજ કલ્યાણજીભાઈને અંતરમાં અતિ આનંદ થયો. વંથલીમાં કથાવાર્તાનો અખાડો મંડાયો. એક વાર કલ્યાણજીભાઈએ સ્વામીને પૂછ્યું 'સ્વામી! અક્ષર તે કેવું હશે?' સ્વામી કહે 'કલ્યાણજી! અક્ષર તો તારી સામે બેઠું છે, પણ જીવને માનવામાં આવતાં વાર લાગે!'

આખરે સ્વામીએ ભાગવતજીનો શ્લોક ટાંક્યો.

**" અયં નૃલોકે બત ભૂરિભાગા લોકં પુનાનાં મુનયોભિયન્તિ।**

(આ લોકમાં ગૃહસ્થના આંગણાને પાવન કરનારા મુનિઓ સામે ચાલીને મળે છે, પણ ઓળખનારા વિરલા હોય છે. જગત દુર્ભાગી છે કારણ કે તે ભગવાન શ્રીકૃષ્ણને ઓળખી ન શક્યું. જગત કરતા યાદવો વધારે દુર્ભાગી છે, કારણ કે તેઓ તો ભગવાનની સાથે રહ્યા છતા ઓળખી ન શક્યા.)

વાત કરતા કરતા સ્વામીના અંતરમાં જુનાગઢની ઉપાધિઓના પ્રસંગો રમી રહ્યા હતા. પછી તો સ્વામીએ કલ્યાણભાઈને હૃદગત રહસ્યસમી ખૂબ વાતો કરી અને જગત પ્રત્યેની પોતાની ઉદાસીનતા પણ જણાવી અને કહ્યું 'હવે અમારે સત્સંગમાં નથી રહેવું દેહ છોડી દેવો છે.'

કલ્યાણજીભાઈને સ્વામીની વાત સાંભળી ખૂબ દુઃખ થયું અને કહ્યું, 'સ્વામી! અમે તમારા વિના નોધારા થઈ જઈએ. અમે તમને ધામમાં જવા નહીં દઈએ.'

સ્વામી મર્મમાં બોલ્યાં, 'એમાં કોઈનું ધાર્યું હાલતું નથી. ધણીએ ધાર્યું હશે તેમ જ થાશે.'

સ્વામી વંથલીથી નીકળ્યા અને સોરઠમાં વિચરણ કરતાં કરતાં ઉપલેટા પધાર્યા. ઉપલેટાના લાલાભાઈ અને અરજણભાઈ પણ મહામુક્ત હતાં. સ્વામીના પધારવાથી એમને અત્યંત આનંદ થયો.

સ્વામીએ એમને પણ પોતાની ઉદાસીનતાની વાત કરી અને હવે અક્ષરધામમાં જવું છે એમ કહ્યું.

બંને ભક્તોની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં. એમણે હાથ જોડીને કહ્યું, 'સ્વામી! એવું કરશો નહિ. તમે ધામમાં જાવ તો હજારો મુમુક્ષુઓનું કોણ? અમે તમને ધામમાં નહીં જવા દઈએ.'

સ્વામીએ કહ્યું, 'લાલાભાઈ એ હવે તમારા કોઈના હાથની વાત નથી. મહારાજની મરજી હશે એમ જ થશે.'

# ગોંડલ રાજનું નિમંત્રણ

આજ અરસામાં એક ઘટના બની. ગોંડલ દરબાર સંગ્રામસિંહજી અને એમના પત્ની મહારાણી મોંઘીબા શ્રીહરિના મહાન ભક્તરાજ હતાં.

સત્સંગમાં મીણાપરની માણકીનો પ્રસંગ પ્રસિદ્ધ છે. મીણાપરના ઝાલા દરબાર સરતાનસિંહજીએ મહારાજને માણકી અર્પણ કરી ત્યારે એમનાં પુત્રી મોંઘીબાએ માણકીને મોતીડે વધાવીને માણકીની લગામ મહારાજનાં હાથમાં સોંપી હતી. આ પ્રસંગે મહારાજ આ નાની દીકરી ઉપર ખૂબ રાજી થયાં અને પૂછ્યું, 'દીકરી તમારું નામશું?' દીકરીએ કહ્યું 'સૌ મને મોંઘીબા કહીને બોલાવે છે.'

દીકરીની વાત સાંભળી મહારાજ રાજી થયાં, માથે હાથ મૂક્યો અને બોલ્યા, 'તમે તો મોંઘામૂલા થશો અને મોટા રાજમાં જશો.'

સમય પસાર થતો રહ્યો અને મહારાજના વચન ફળવાનો અવસર આવ્યો.

ગોંડલ નરેશ સંગ્રામસિંહજીના મહારાણી નાના કુંવર પથુભાને પાછળ મૂકીને અવસાન પામ્યા. રાજ્યના પ્રધાન અને કારભારીઓની વિનંતીથી ગોંડલ નરેશ સંગ્રામસિંહજીએ મીણાપરના ઝાલા દરબાર સરતાનસિંહજીના સુપુત્રી મોંઘીબા સાથે લગ્ન કર્યાં.

શ્રીહરિના આશીર્વાદથી મોંઘીબા મોટા રાજમાં પરણ્યા અને મોંઘામૂલા થયા.

સમય જતા દૈવ યોગે કુંવર પથુભાનું નાની ઉંમરે અવસાન થયું. દરબાર સંગ્રામસિંહજીનું મન ભારે વેદના અનુભવવા લાગ્યું. મહારાજ સંગ્રામસિંહજીનો સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી સાથે સ્નેહ હતો. સ્વામી રાજાનો શોક ટાળવા ગોંડલ પધાર્યા. સ્વામીએ સંગ્રામસિંહજીનો જગતના નાશવંતપણાનો બોધ આપ્યો અને સાંખ્યજ્ઞાનથી પુત્રમરણની પીડાને ટાળી નાખી.

સ્વામીએ સંગ્રામસિંહજીને જગતના નાશવંતપણાનો બોધ આપ્યો અને સાંખ્યજ્ઞાનથી પુત્રમરણની પીડાને ટાળી નાખી.

એક બાજુ કુંવર પથુભા મૃત્યુ પામ્યા, બીજી બાજુ મોંઘીબા સાથે લગ્ન પછી ઘણો સમય કોઈ સંતાન ન થયું. મહારાજા અને મહારાણીનું મન સંતાન માટે તલસતું હતું. આખરે ગુણાતીતાનંદ સ્વામીના આશીર્વાદથી એમને ત્યાં પુત્રરત્નનો જન્મ થયો. રાજા રાણીના હરખનો પાર ન રહ્યો. આ જ અરસામાં સ્વામી ગોંડલ પધારેલા. દરબારે નાના કુંવરને સ્વામીના ખોળામાં પધરાવ્યા.

સ્વામીએ કુંવરને આશીર્વાદ આપતાં કહ્યું કે 'આ કુંવર ભગવાનની કૃપાથી થયેલાં છે માટે આમનું નામભગવતસિંહજી રાખજો.'

ભગવતસિંહજી નાની ઉંમરના હતાં. ગોંડલની ગાદીના વારસદાર હતાં પરંતુ શિયાળ જેવા ચાલાક અંગ્રેજો ગોંડલના રાજ્યને ખાલસા કરી અંગ્રેજ સલ્તનતમાં ભેળવી દેવા માંગતાં હતાં. એટલે કુંવરના વારસાહકને માન્ય રાખતા નહોતા.

ગોંડલ રાજ્ય અને અંગ્રેજ સત્તા વચ્ચે ગાદીના વારસાને લઈને વિવાદ થયો. કેસ ચાલ્યો અને એ કેસ છેક ઈંગ્લૅન્ડ પ્રિવિકાઉન્સિલ સુધી પહોંચ્યો. પ્રિવિકાઉન્સિલનો નિર્ણય શું આવશે? એની ચિંતા મહારાજ સંગ્રામસિંહજી અને મોંઘીબાને મનમાં સતાવતી હતી.

મોંઘીબાના મનમાં થયું.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના આશીર્વાદ કુંવરને મળે તો કામ સરળ બને.

મોંઘીબાએ મહારાજા સંગ્રામસિંહજીને વાત કરી. મહારાજાએ ગોંડલના કારભારી ગણોદ નરેશ અભેયસિંહજી અને દવે માધવજીને તેડાવ્યા અને પોતાના મનની સર્વ વાત કરી કહ્યું 'તમે બંને જણ જાઓ અને સ્વામી જ્યાં હોય ત્યાંથી ગોંડલ તેડી લાવો અને નાના કુંવરને આશીર્વાદ અપાવો.'

દરબાર અભેયસિંહજીને ખબર પડી કે સ્વામી ઉપલેટા બિરાજે છે એટલે તેઓ દવે માધવજી સાથે ઉપલેટા આવ્યા અને સ્વામીને ગોંડલ પધારવા વિનંતી કરી.

દરબાર અભેયસિંહજીની વિનંતી સાંભળી સ્વામી મર્મમાં હસ્યાં અને બોલ્યાં 'અમે તો છેલ્લું કાર્ય ઉપલેટા કરવા ધાર્યું હતું, પણ હવે મહારાજની મરજી કાંઈક જુદી લાગે છે.'

## એકાદશીના પારણા

સ્વામીએ ઉપલેટાથી પ્રયાણ કર્યું. રસ્તામાં આવતા હરિભક્તોના ગામડાંઓને પાવન કરતા, કથાવાર્તાનો લાભ આપતા સ્વામી ગોંડલ તરફ આગળ વધ્યા. સ્વામી સાથે સંતમંડળ સહિત લગભગ ૪૦ જણાનો સંઘ હતો.

વચ્ચે એકાદશીનો પવિત્ર દિવસ આવ્યો. સ્વામીએ આખો દિવસ ઉપવાસ કર્યો હતો અને વિચરણ પણ ચાલુ રાખ્યું. રસ્તામાં સાંજ પડી. થોડે દૂર એક ગામ. ગામનાં પાદરમાં સુંદર નદી વહેતી હતી. સ્વામીએ સંઘ સાથે નદીના રેતાળ પટમાં રાતવાસો કર્યો.

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીના મનમાં થયું સ્વામીએ આખો દિવસ ઉપવાસ કર્યો છે. શરીર વૃદ્ધ છે. શરીરે અશક્તિ છે, સ્વામીને સવારમાં ગરમાગરમ બાટીના પારણાં કરાવીએ તો સારું. પરંતુ થાળ કરવા માટેની કોઈ સામગ્રી સાથે નો'તી. બાલમુકુંદદાસજી સ્વામી વહેલા ઊઠ્યા. સ્નાન, ધ્યાન, પૂજાપાઠથી વહેલા પરવારી એક સંત અને એક હરિભક્તને સાથે લઈ નજીકના ગામે ગયાં. બ્રાહ્મ મુહૂર્ત થઈ ચૂક્યું હતું. ગામ જાગી રહ્યું હતું. સ્વામી ગામમાંથી થોડી છાસ અને બાજરાનાં લોટની ભિક્ષા લઈ આવ્યા.

બાલમુકુંદદાસ સ્વામીએ નદીના પટમાં મંગાળો માંડ્યો. બાજરાના લોટની બાટી બનાવી અને થોડો બાજરાનો લોટ છાસમાં નાખી કોઈ જાતના મરીમસાલા સિવાયની વઘાર્યા ધુંગાર્યા વગરની માત્ર મીઠાની ગાંગડી નાખેલી કઢી બનાવી.

આ બાજુ ગુણાતીતાનંદ સ્વામી જાગ્યાં. સ્નાન-પૂજાપાઠમાંથી પરવારી ચૂક્યા ત્યાં આકાશમાં અજવાળું થઈ ચૂક્યું હતું.

બાલમુકુંદદાસ સ્વામી, સ્વામી પાસે આવ્યા અને બે હાથ જોડી વિનંતી કરી 'સ્વામી! થોડા પારણા કરશો?'

સ્વામી આશ્ચર્યથી પોતાના આ અંતરગ સેવક સામે જોઈ રહ્યાં અને બોલ્યાં 'સાધુરામ! અત્યારમાં આ વહેલી સવારે પારણાની સામગ્રી ક્યાંથી?'

બાલમુકુંદદાસ સ્વામીએ કહ્યું 'સ્વામી! અમે વહેલા ઊઠીને પડખેના ગામમાંથી બાજરાનો લોટ અને છાસ માંગી લાવ્યાં છીએ. એમાંથી આ બાટી અને કઢી બનાવી છે. આપને કાલનો ઉપવાસ છે. આપ થોડું જમો તો સારું.'

ગુણાતીતાનંદ સ્વામી પોતાના અંતરંગ અંતેવાસી શિષ્યની શ્રદ્ધા અને ગુરુ પ્રત્યેના અસાધારણ હેતને જોઈ અત્યંત રાજી થયાં અને બોલ્યાં 'સારું

સાધુરામ! લાવો અમારું પત્તર.'

બાલમુકુંદદાસ સ્વામીએ સ્વામી આગળ પત્તર મૂક્યું એમાં બાટી અને પેલી અજનબી કઢી પીરસ્યાં.

સ્વામી કઢીમાં બાટીને ચોળી પત્તર મોંઢે માંડી પીવા લાગ્યાં.

ઉગમણી દિશાએ સૂર્યનારાયણે કોર કાઢી હતી. બાળ રવિ પોતાના કોમળ કિરણોથી આ દિવ્ય દૃશ્યને નિહાળી ધન્યતા અનુભવી રહ્યા.

એ જ સમયે ગણોદ દરબાર અભેયસિંહજી થોડે દૂર બેસી અત્યંત ભાવથી સ્વામીના દર્શન કરી રહ્યાં હતાં. વાછડાને જોઈ ગાય પારસો મેલે એમ અભેયસિંહજીને જોઈ સ્વામીના અંતરમાં હેત ઊભરાયું અને બોલ્યાં 'અભેસંગ! ઓરા આવો અને પ્રસાદી લ્યો!'

સ્વામીની વાત સાંભળીને અભેયસિંહજીને અંતરમાં અત્યંત આનંદ થયો. દરબાર થોડાક નજીક આવ્યાં.

સ્વામીએ હસીને કહ્યું 'પ્રસાદી તો છે પણ લેશો શેમાં? કાંઈ પાત્ર હોય તો લાવો.'

આંખમાં ઝળઝળિયાં સાથે અભેસિંહે પોતાનો ખોબો આગળ ધર્યો.

અભેસિંહના મનમાં હતું 'આજે હું ધન્ય થયો. મને સ્વામીના પત્તરની પ્રસાદી મળશે.'

સ્વામી હસ્યા અને બોલ્યાં 'એલા અભેસંગ! તું તો ચાંદીની થાળીમાં છપ્પન ભોગ જમનારો તને આ બાવાની પ્રસાદી ખોબામાં ફાવશે?'

અભેસિંહજીએ કહ્યું 'સ્વામી! આ પ્રસાદી માટે તો બ્રહ્મા પણ માછલું થયાં હતાં. આ પ્રસાદી તો ભવ બ્રહ્માદિક દેવતાઓને પણ દુર્લભ છે, તો હું તો કંઈ વાડીનો મૂળો?'

અભેસિંહજીની મહિમા સભર વાણી સાંભળી સ્વામી અત્યંત રાજી થયાં અને સ્વામીએ અભેસિંહના ખોબામાં પ્રસાદી રેડી અને સાથોસાથ સેવક સંતોને પણ પ્રસાદી આપી, સર્વને ધન્ય કર્યા.

## ગોંડલની ગાદીનું રાજતિલક

સ્વામી ત્યાંથી ચાલતાં થયાં અને ફરતાં ફરતાં સંવત્ ૧૮૨૩ આસો સુદી નવમીના દિવસે સવારના સમયે ગોંડલ પધાર્યા. બીજા દિવસે દશેરાના રોજ સ્વામીએ મંદિરમાં 'વિજયાદશમી'નો મહોત્સવ કર્યો. હરિભક્તોએ ભારે ભાવથી સંતો સહિત સ્વામીની પૂજા કરી વસ્ત્ર ઓઢાડ્યા.

આસો સુદ-૧૧ને દિવસે સવારમાં સ્વામી કેસરબાગમાં પધાર્યા. આ સ્થાન ભગવાન શ્રીહરિનું પ્રસાદીનું સ્થાન છે. સ્વામીએ અહીંયા સંતો-હરિભક્તોની સભા કરી અને શ્રીજીમહારાજના સર્વોપરી મહિમાની બળભરી વાતો કરી. ત્યાર બાદ સ્વામી પાછા મંદિરે પધાર્યા.

તે જ દિવસે સાંજના સમયે ચાર વાગ્યે દરબાર ગઢમાંથી મહારાજા સંગ્રામસિંહજી અને મોંઘીબાએ અભેસિંહજી દરબાર વગેરે કારભારી મંડળને મંદિરે મોકલ્યું ને સ્વામીને દરબારગઢમાં પધારવાની પ્રાર્થના કરી.

સ્વામીએ વિનંતી ગ્રાહ્ય રાખી અને દરબારે મોકલેલી બગીમાં બેસી સ્વામી સંતમંડળ સાથે દરબારગઢમાં પધાર્યા.

દરબારગઢમાં દરબાર સંગ્રામસિંહજીએ કેસર, ચંદન અને પુષ્પોના હારથી ભારે ભાવથી સ્વામીનું પૂજન કર્યું અને કહ્યું 'સ્વામી! કૃપા કરી અહીં ગોંડલમાં ત્રણ શિખરનું મંદિર કરો. આચાર્યશ્રીને તેડાવો અને ધામધૂમથી પ્રતિષ્ઠા કરાવો.'

સ્વામી બોલ્યા 'દરબાર! અમારા શરીરનો તો હવે ભરોસો નથી પણ શ્રીહરિ તમારાં મનોરથ પૂર્ણ કરશે.' આમ સંવાદ ચાલે છે ત્યાં મોંઘીબાએ નાના કુંવર ભગવતસિંહજીને શણગારી સ્વામી પાસે મોકલ્યા.

સ્વામીએ ભગવતસિંહની સામે જોઈને કહ્યું 'આ કુંવર તો ભગવાનના આપેલાં છે. એટલે તો અમે એમનું નામભગવતસિંહજી રાખ્યું છે.'

આટલું કહી સ્વામીએ કુંવરના લલાટમાં કુંકુંમથી રાજતિલક કર્યું અને બોલ્યા 'આ ગોંડલની ગાદીનું રાજતિલક! આજથી ગોંડલની ગાદી અમે ભગવતને દીધી.' સ્વામીના વચન સાંભળીને રાજાને, મોંઘીબાને અને કારભારીઓ સહિત સર્વને ખૂબ જ આનંદ થયો. સ્વામીના આશીર્વાદના પ્રભાવને સર્વે સારી રીતે જાણતા હતા.

સ્વામીના આશીર્વાદથી ન માની શકાય એવો ચમત્કાર થયો. ગોંડલની ગાદી અંગે ઈંગ્લૅન્ડની પ્રિવિકાઉન્સિલમાં જે કેસ ચાલતો હતો તેનો ચુકાદો ગોંડલ નરેશની તરફેણમાં આવ્યો.

## સ્વતંત્રપણે દેહોત્સર્ગ

આસો સુદી-૧૨નો દિવસ આવ્યો. સ્વામીને શરીરે થોડી કસર જણાતી હતી. એ સમયે ગણોદ દરબાર અભેસિંહજીએ પોતાના ઉતારાના દરબાર ગઢમાં પધરામણી કરવા સ્વામીને વિનંતી કરી.

સ્વામીને શરીરે કસર હોવાથી કોઈએ કહ્યું 'પધરામણી આવતીકાલ ઉપર રાખો.' સાંભળીને સ્વામી બોલ્યા 'આવતીકાલની કોને ખબર? આપણે આજે જ અભેસિંહજીને રાજી કરવા છે.'

બપોર પછીનો સમય હતો. સ્વામી સંતમંડળ સહિત અભેસિંહજીના દરબાર ગઢમાં પધરામણી કરવા નીકળ્યા. રસ્તામાં કોઈકે સ્વામીના કાનમાં ધીરે સ્વરે કહ્યું 'સ્વામી! જૂનાગઢથી આપણી વિરુદ્ધ કાગળ લખાયો છે અને વડતાલ મોકલ્યો છે.'

સ્વામીએ મર્મમાં કહ્યું 'જૂનાગઢવાળાનો કાગળ જાય કે ન જાય આપણી ચિઠ્ઠી ધણીના દરબારમાં પહોંચી ગઈ છે અને સ્વીકારાઈ પણ ગઈ છે.'

સ્વામીના શબ્દોમાં શરીર છોડવાનો સ્પષ્ટ સંકેત હતો. આમ વાત કરતા સ્વામી અભેસિંહજીના દરબારગઢમાં પધાર્યા.

અભેસિંહજીના અંતરમાં અત્યંત આનંદ થયો એમણે પોતાના નાના કુંવર ભગવત્‌સિંહજીને સાથે રાખી સ્વામી તથા

સંતમંડળની ભાવથી પૂજા કરી. ત્યાં સંધ્યા આરતીનો સમય થયો. સ્વામીએ દરબારગઢમાં જ ગોડી આરતી સ્તુતિ કર્યા ત્યારે ભક્તોને કદાચ અણસાર પણ નો'તો કે સ્વામી આ છેલ્લી આરતી ઉતારી રહ્યાં છે.

આરતી-સ્તુતિ પછી સ્વામીએ સંતો પાસે કીર્તન ગવરાવ્યાં.

ગણોદ દરબાર શ્રી અભેસિંહજીના હૈયામાં હરખ સમાતો ન હતો. એમને મનમાં થયું મારે જૂનાગઢમાં રાધારમણ દેવને નિત્ય સાકરનો પાકો થાળ થાય એવું કરવું છે. એમણે પોતાનો વિચાર સ્વામીને જણાવ્યો. સ્વામી અત્યંત રાજી થયાં. દરબારશ્રીએ કાયમ થાળ માટે ભૂમી દાનનો સંકલ્પ કર્યો અને બોલ્યા 'સ્વામી! આ ભૂમિનો લેખ આવતીકાલે કરાવી આપીશ.'

સ્વામી મર્મમાં હસીને બોલ્યા 'દરબાર! કાલ કોણે દીઠી છે. કાલનો નિરધાર નથી, લેખ અત્યારે જ કરાવી લાવો.' દરબારે લેખ તૈયાર કરાવ્યો અને પોતાના કુંવર ભગવતસિંહજી પાસે એ લેખ સ્વામીની આગળ મૂકાવ્યો.

સ્વામીએ રાજી થઈને કુંવર ભગવતસિંહજીના માથા ઉપર બે હાથ મૂક્યા અને બોલ્યા **'ભગવાનના આપેલાં કુંવર હોવાથી ભગવતસિંહજી નામ સાર્થક છે. આ ભગવતસિંહજી મોટા ભક્ત થશે.'** આટલું કહીં સ્વામીએ દરબારગઢમાં બળ ભરી કથાવાર્તા કરી. રાત્રે લગભગ ૧૦ વાગ્યાના સુમારે સ્વામી મંદિરમાં પાછા પધાર્યા. સ્વામીને શરીરે શરદી જેવું હતું એટલે સ્વામી બાલમુકુંદદાસજીએ સગડી કરી સ્વામીના શરીરે શેક કર્યો અને જાવંત્રી વગેરે ગરમ ઔષધો સ્વામીને આપ્યા.

રાત્રીનો ૧૨ વાગ્યાનો સમય થયો એટલે સ્વામીએ કહ્યું 'હવે તમે સંતો સૂઈ જાઓ. મારા શરીરે સારું છે.' સ્વામીના કહેવાથી બધા સંતો પોત-પોતાના આસને ગયા.

આ બાજુ સ્વામી સ્વસ્તિક-આસનવાળી થાંભલાને ટેકે ધ્યાનમાં બેઠા. રાત્રિનો લગભગ બાર ઉપર પોણો વાગવા આવ્યો. એ સમયે અનંત કોટિ બ્રહ્માંડના અધિપતિ પૂર્ણ પુરુષોત્તમ ભગવાન શ્રીસ્વામિનારાયણ અસંખ્ય વિમાનો લઈને અસંખ્ય અક્ષરમુક્તો સાથે પોતાના આનાદિ અક્ષર-બ્રહ્મને તેડવાં પધાર્યા અને આ રીતે સંવત્ ૧૯૨૩ આસો સુદી-૧૨ ને ગુરુવારની રાત્રિએ સ્વામી સ્વતંત્ર થકા ધામમાં સિધાવ્યા.

સ્વામી ધામમાં પધાર્યા પરંતુ એમણે અષાઢી મેઘની જેમ વરસાવેલી બ્રહ્મરસભરી વાર્તાઓ કાયમને માટે સાચા મુમુક્ષુનું પોષણ કરતી રહી.■

**રામાયણમાં તુલસીદાસજી લખે છે, 'હરિ અનંત હરિ કથા અનંત' એ જ રીતે શ્રીહરિના લાડીલા સંતો અને ભક્તોની કથાઓ પણ અનંત હોય છે. 'સદ્‌ગુરુ વંદના મહોત્સવ'ના ઉપલક્ષે ગુણાતીત પરંપરાના આદિગુરુ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના કેટલાક પ્રસંગોને પ્રસ્તુત કરી ધન્યતા અનુભવીએ છીએ.**

# સમાચાર દર્શન

## દરબાર ગઢ લોકાર્પણ :- પાડાસણ

ભગવાન શ્રી સ્વામિનારાયણ આજથી બસો વર્ષ પૂર્વે મુંબઇના ગવર્નર સર માલ્કમના નિમંત્રણને માન આપી, આચાર્ય શ્રી રઘુવીરપ્રસાદજી મહારાજ, આચાર્ય શ્રી અયોધ્યાપ્રસાદજી મહારાજ, શ્રી ગોપાળાનંદ સ્વામી, શ્રી નિત્યાનંદ સ્વામી, શ્રી શુકાનંદ સ્વામી, દાદાખાચર, સુરાખાચર, લાધા ઠક્કર, હરજી ઠક્કર વગેરે સાથે રાજકોટ પધાર્યા હતા. રાજકોટથી પાછા ગઢપુર ફરતી વખતે પાડાસણના દરબાર શ્રી સરતાનસિંહજીના આગ્રહથી શ્રીહરિ પાડાસણ ગામે પધારી, દરબાર ગઢમાં રાત રોકાઇ થાળ જમેલા.

આ દરબારગઢ વરસો થયા જીર્ણ અવસ્થામાં હતો. આ પ્રસાદીભૂત અને પાવનકારી દરબાર ગઢને અખંડ ભગવદ્ પરાયણ પૂજ્ય જોગી સ્વામીના વચને ગુરુકુલના ટ્રસ્ટી શ્રી નવિનભાઇ દવેએ સહજાનંદ ચેરીટેબલ ટ્રસ્ટના નામે ખરીદી તેને રંગરોગાન કરી જીર્ણોદ્ધાર કર્યો. આ દરબાર ગઢનું નામ સહજાનંદ ગઢ રાખી, પ.પૂ. આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજના વરદ હસ્તે તેનું લોકાર્પણ તારીખ ૨૫ ફેબ્રુઆરીના રોજ કરવામાં આવ્યુ હતું.

આ પ્રસંગે પ. પૂ. આચાર્ય મહારાજશ્રીએ જણાવ્યું હતું કે, ભગવાન શ્રી સ્વામિનારાયણ દ્વારા પ્રસાદીભૂત દરબાર ગઢના દર્શન કરી અત્યંત હર્ષ થાય છે. જે કામ સંપ્રદાયે કરવાનું હોય છે તે કામ આદરણીય શ્રી નવિનભાઇએ કર્યું છે તે જોઇ ખૂબજ રાજી થવાય છે. નવિનભાઇએ સંપ્રદાયની ખૂબ મોટી સેવા કરી છે.

આ પ્રસંગે પ. પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે નવિનભાઇ દવે નિખાલસ, પ્રેમી અને નિર્માની છે. તેઓએ આ દરબારગઢ દરબાર શ્રી સરતાનસિંહના વંશજ પાસેથી ખરીદી તથા જીર્ણોદ્ધાર કરી સંપ્રદાયને અર્પણ કરી એક ઐતિહાસિક કામ કર્યુ છે. નવિનભાઇ દવેએ પ્રાસંગિક પ્રવચન કરતા જણાવ્યું હતું કે પ. પૂ. આચાર્ય મહારાજ શ્રી રાકેશપ્રસાદજી મહારાજ તથા મોટી સંખ્યામાં સંતો મારા આમંત્રણને માન આપી અહીં પધાર્યા તેથી મને ખૂબજ આનંદ થાય છે. આ પ્રસંગે કલકત્તા, મુંબઇ, રાજકોટ, જુનાગઢ, ઉના, ભુજ વગેરે સ્થાનોથી મોટી સંખ્યામાં સંતો-હરિભક્તો ઉપસ્થિત રહ્યા હતા.

## પુષ્પદોલોત્સવ

ભારતીય સંસ્કૃતિના ઘડવૈયા ઋષિ-મુનિઓએ સંસારની વિટંબણામાંથી થોડો સમય રાહત મેળવવા માટે સમયે સમયે વિવિધ ઉત્સવોની વ્યવસ્થા કરી છે. આ ઉત્સવોને ઉજવી મનુષ્યો થોડી રાહત અનુભવે છે. તેમાં પણ હોળી-ધૂળેટીનો ઉત્સવ તન અને મનને ઉજાગર કરતો ઉત્સવ છે. ભગવાન સ્વામિનારાયણે આ ઉત્સવને સંપૂર્ણ મર્યાદા અને ભક્તિભાવ સાથે જોડી અનોખી ભાત પાડી. દર વર્ષની જેમ આ ઉત્સવ અમદાવાદ ગુરુકુલ ખાતે ખૂબ ધામધૂમથી ઉજવાયો. તા. ૯ માર્ચના રોજ ભગવાન નરનારાયણ જયંતી નિમિત્તે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ ખાતે પુષ્પદોલોત્સવ તથા રંગોત્સવ ખૂબજ ધામધૂમથી ઉજવાયો. ઉત્સવના પ્રારંભે શ્રી હસમુખભાઈ પાટડીયા, વિજયભાઈ ભરાડ વગેરે ગુરુકુલ સંગીત વૃંદે રંગોત્સવના કીર્તનોની રમઝટ બોલાવી.

કીર્તનભક્તિ બાદ ભગવાન શ્રીહરિનો ૩૦૦ કીલો ઉપરાંત વિવિધ પુષ્પો વડે પુષ્પાભિષેક તથા અબીલ

ગુલાલ તેમજ પીચકારી વડે કેસુડાના જળનો છંટકાવ કરવામાં આવ્યો. ભગવાન શ્રીહરિના પૂજન બાદ સંગીત મંડળ દ્વારા ફગવાનું ગાન કરવામાં આવ્યું હતું. હરિભક્તોએ ધાણી, ખજૂર, ચોકલેટ વગેરેના થાળ લાવી મહારાજને અર્પણ કર્યા હતા.

સદ્‌ગુરુ સંતોએ મહારાજના લીલાચરિત્રોનું ગાન કરી હરિભક્તોને આશીર્વાદ પાઠવ્યા હતા. વિદ્યાર્થીઓ દ્વારા હોળીનૃત્ય રજૂ થયું અને સંતો-હરિભક્તોએ પ્રસાદીનાં પુષ્પો અને અબીલ ગુલાલ વડે અરસ પરસ રંગી રંગોત્સવનો મહા આનંદ માણ્યો. ઉત્સવ બાદ સૌ હરિભક્તો ફગવાનો પ્રસાદ લઈ છૂટા પડ્યા.

## વ્યવસ્થાપન સભા (SGVP)

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ ખાતે તા. ૧૧ માર્ચના રોજ સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીના સાન્નિધ્યમાં વ્યવસ્થાપન સભાનું આયોજન કરવામાં આવ્યું હતું. સભાના પ્રારંભે શાસ્ત્રી શ્રી ભક્તિવેદાંતદાસજી સ્વામીએ જોગી સ્વામીના જીવન તેમજ ઉત્સવની આછેરી ઝલક આપી હતી. પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ સેવાનો મહિમા બતાવી વિવિધ વિભાગોમાં જોડાવાની પ્રેરણા આપી હતી. આ પ્રસંગે અમદાવાદ શહેરના ભાઈ-બહેનોને ઉત્સવના વિવિધ વિભાગોમાં સેવાની વહેંચણી કરવામાં આવી હતી.

શ્રી વિપુલભાઈ ગજેરા, શ્રી ગોપાલભાઈ પટેલ તથા શ્રી ત્રિકમભાઈ ઝાલાવાડીયાને મહોત્સવના મુખ્ય કન્વીનર નીમવામાં આવ્યા હતા તથા મહોત્સવની કાર્યકારી સમિતીમાં શ્રી હરિભાઈ પટેલ, શ્રી વલ્લભભાઈ બાબરીયા, શ્રી વિપુલભાઈ પટેલ, શ્રી વિઠ્ઠલભાઈ પાઘરા, શ્રી જીવરાજભાઈ સુદાણી, શ્રી બાબુભાઈ ભાદાણી, શ્રી પ્રકાશભાઈ ગજ્જર, શ્રી મનસુખભાઈ દુધાત, શ્રી ગોવિંદબાઈ બારસીયા, શ્રી પરસોત્તમભાઈ જીયાણી, શ્રી લાલજીભાઈ પટેલ, શ્રી કરશનભાઈ પટેલ, શ્રી હરજીભાઈ હીરપરા, શ્રી જયેશભાઈ વગેરે હરિભક્તોને નીમવામાં આવ્યા હતા.

## દ્વિશતાબ્દી મહોત્સવ, વડતાલ

આદિ આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજની દ્વિશતાબ્દી જન્મજયંતી પ્રસંગે તીર્થધામ વડતાલ ખાતે તા. ૭ થી ૧૧ માર્ચ દરમિયાન પ. પૂ. આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજના સાન્નિધ્યમાં દ્વિશતાબ્દી મહોત્સવ ખૂબજ ધામધૂમથી ઉજવાયો. આ મહોત્સવમાં રઘુવીરજી મહારાજ જીવન કવન આધારિત કથામૃતનું પાન પ. પૂ. સદ્‌ગુરુ જ્ઞાનજીવનદાસજીએ કરાવ્યું હતું. આ મહોત્સવમાં પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીએ યજ્ઞશાળાની સેવાનો લાભ લીધો હતો. પ. પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ મહોત્સવમાં પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો તથા અમદાવાદ ગુરુકુલના વિદ્યાર્થીઓએ સાંસ્કૃતિક કાર્યક્રમ રજૂ કરી સૌની પ્રસન્નતા પ્રાપ્ત કરી હતી.

## સત્સંગ યાત્રા :- ઓસ્ટ્રેલીયા, સીંગાપોર

ગુરુકુલના ભૂતપૂર્વ વિદ્યાર્થીઓ તેમજ હરિભક્તોના આગ્રહને માન આપી સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી સંતમંડળ સાથે ઓસ્ટ્રેલીયા તેમજ સીંગાપોરની સત્સંગ યાત્રાએ પધાર્યા છે.

ઓસ્ટ્રેલીયાના સીડની, મેલબોર્ન, બ્રેસબેન, પર્થ વગેરે રાજ્યોમાં સ્વામીજીએ પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો. ફાગણ સુદી એકાદશીના શુભ પર્વે સીડની ખાતે વિશાળ હોલમાં પૂજ્ય સ્વામીજીની નિશ્રામાં ભવ્ય મહાપૂજાનો કાર્યક્રમ રાખવામાં આવેલ હતો, જેમાં સ્વામીજીએ વેદોક્ત વિધિથી ષોડશોપચાર પૂજન સાથે ભગવાન શ્રીહરિની મહાપૂજા કરાવી હતી. પૂજન બાદ સ્વામીજીએ જણાવ્યું હતું કે આટલી મોટી સંખ્યામાં બહેનો અને ભાઈઓ મહાપૂજામાં જોડાયા તે જોઈને અત્યંત આનંદ થાય છે. વિધિ પ્રમાણે મહાપૂજા કરવાથી શ્રીહરિ પ્રસન્ન થાય છે અને જીવનમાં આવતી તમામ મુશ્કેલીઓમાંથી શ્રીહરિ આપણું રક્ષણ કરે છે. આપ સહુ ભક્તોએ વિદેશમાં રહીને પણ આ સંસ્કાર જાળવી રાખ્યા છે તે જોઈને ખૂબજ રાજી થવાય છે. આ મહાપૂજામાં સીડની ગુરુકુલ પરિવાર તેમજ અન્ય સત્સંગીઓ જોડાયા હતા. આજ રોજ એકાદશી હોવાથી તમામ ભક્તોને ફરાળી પ્રસાદની વ્યવસ્થા બહેનોએ ઉપાડી લીધી હતી. આ યાત્રામાં પૂજ્ય સ્વામીજી સાથે શાસ્ત્રી શ્રી ભક્તવત્સલદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી વેદાન્તસ્વરુપદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી કુંજવિહારીદાસજી સ્વામી અને પાર્ષદ ઘનશ્યામભગત પધાર્યા છે.

## ત્રિદિનાત્મક સત્સંગ વ્યાખ્યાનમાળા

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગી સ્વામીની પવિત્ર સ્મૃતિમાં આયોજીત સદ્‌ગુરૂવંદના મહોત્સવ ઉપક્રમે શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર, બાપુનગર - ઓઢવ તથા શ્રી સ્વામિનારાયણ ડિવાઈન મિશન દ્વારા ત્રિદિનાત્મક સત્સંગ વ્યાખ્યાનમાળાનું આયોજન કરવામાં આવ્યું હતું.

આ વ્યાખ્યાનમાળામાં પૂજ્ય શાસ્ત્રી શ્રી ભક્તિવેદાંતદાસજી સ્વામીએ 'જીવન એક અણમોલ અવસર'ને આધારે કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ પ્રસંગે પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ પધારીને ભક્તજનોને જીવન અને સત્સંગલક્ષી વાતો કરીને પ્રેરણા પુરી પાડી હતી.

## ગુરુકુલ પરિવાર સત્સંગ સભા : સુરત

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર, સુરત દ્વારા સદ્‌ગુરુ વંદના મહોત્સવના ઉપક્રમે માસિક સભાનો આરંભ થયો છે. આ સત્સંગ સભાના તૃતીય સોપાનમાં પૂજ્ય સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામીએ પધારીને કથાવાર્તાનો લાભ આપ્યો હતો. આ સત્સંગ સભામાં સુરત નિવાસી ભક્તજનો ખૂબ જ મોટી સંખ્યામાં ઉપસ્થિત રહ્યા હતા. સભાના અંતિમ ભાગમાં યજમાન શ્રી ઘનશ્યામભાઈ ભીખાભાઈ સુતરીયા તથા શ્રી ધનજીભાઈ દુધાત તરફથી ભક્તજનોને અલ્પાહાર કરાવવામાં આવ્યો હતો.


### ગુરુકુલ દર્શન માસિક અંગેની વિગતો

ન્યુઝ પેપર રજીસ્ટ્રેશન રુલ ૧૯૫૬ અન્વયે જાહેરનામું

**પ્રકાશન સ્થળ:-** શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર, અમદાવાદ

**પ્રકાશન સમય :-** દર માસની ૨૫ તારીખે

**પ્રકાશકનું નામ:-** પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી

**રાષ્ટ્રીયતા :-** ભારતીય

**સરનામું:-** શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર, અમદાવાદ

**તંત્રીનું નામ :-** પાર્ષદ શામજી ભગત

**માસિકના માલિક :-** પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી

હું પુરાણી બાલકૃષ્ણદાસજી સ્વામી આથી જાહેર કરું છું કે ઉપરની માહિતી મારી જાણ અને માન્યતા પ્રમાણે સાચી છે.

**સહી- પુરાણી બાલકૃષ્ણદાસ.**

# ગુરુકુલમાં રસોઇ

### અમદાવાદ ગુરુકુલ

શ્રી મહેશભાઈ ધનજીભાઈ બાલધા,અમદાવાદ
શ્રી જશવંતભાઈ મણીલાલ બ્રહ્મભટ્ટ, અમદાવાદ
શ્રી જેઠાભાઈ નારદાણી, લંડન
શ્રી કરશનભાઈ પ્રેમજીભાઈ સંઘાણી, નારાયણપર
શ્રી જયેશભાઈ ગજેરા, અમદાવાદ
શ્રી જીલ મુળજીભાઈ કેસરીયા, ભુજ
શ્રી રાકેશભાઈ વેકરીયા, અમદાવાદ
શ્રી અ.નિ. રવજીભાઈ હિરાણી, માનકુવા
શ્રી ભાવેશ દુધાત, બળેલ પીપરીયા

### છારોડી ગુરુકુલ

શ્રી સ્વામી દયાલજી,અમદાવાદ
શ્રી જયેશભાઈ શ્રોફ, લંડન
શ્રી હસમુખભાઈ લાલજીભાઈ પટેલ, અમદાવાદ
શ્રી હાર્દિકભાઈ ગઢીયા, છારોડી
શ્રી જયદીપ વસોયા, છારોડી
શ્રી જૈમીન વલ્લભભાઈ બાબરીયા, અમદાવાદ
શ્રી રીટાબેન ઘનશ્યામભાઈ તપરીયા, કેરા
શ્રી નારાયણભાઈ વરસાણી, લંડન

## શ્રદ્ધા સુમન

**હર્ષદભાઈ રામજીભાઈ પીઠડીયા :-** સાઉથ બેન્ડ, શિકાગો નિવાસી અને ગુરુકુલના ભૂતપૂર્વ વિદ્યાર્થી શ્રી હર્ષદભાઈ રામજીભાઈ પીઠડીયા હરિસ્મરણ કરતા કરતા અક્ષરવાસી થયા છે. હર્ષદભાઈ પૂ. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના કૃપાપાત્ર હતા. પૂ. શાસ્ત્રીજી મહારાજની કૃપાથી હર્ષદભાઈને મહાવ્રત નામના પુત્રનો જન્મ થયો હતો.તેમના અક્ષરવાસથી સમસ્ત સત્સંગ સમાજ તેમજ પીઠડીયા પરિવારને ખૂબ જ ખોટ પડી છે. તેમના પરિવારજનો શ્રી જયંતીભાઈ, શ્રી પ્રવીણભાઈ, સ્નેહલ, જતીન, દીપક, અનિષ તથા સુપુત્ર મહાવ્રતને શ્રીહરિ ધીરજ અર્પે તથા હર્ષદભાઈને પોતાની મૂર્તિનું સુખ આપે એવી પ્રભુ પાસે પ્રાર્થના.

**અ. નિ. રવજીભાઇ વિશ્રામભાઇ હિરાણી :-** ગામ માનકુવા, હાલ નાઈરોબી નિવાસી રવજીભાઈ વિશ્રામભાઈ હિરાણી પ્રભુસ્મરણ સાથે અક્ષરવાસી થયા છે. રવજીભાઈ સંતોના કૃપાપાત્ર હતા. સત્સંગમાં નિષ્ઠાવાન નિર્માની તેમજ સંતોમાં હેતવાળા રવજીભાઈને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા પરિવારજનોને ધીરજ અર્પે એવી પ્રાર્થના.

**અ. નિ. શાંતાબેન ખીમજીભાઇ પટેલ :-** ગામ મેડા નિવાસી શાંતાબેન ખીમજીભાઈ પટેલ પ્રભુસ્મરણ સાથે અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સુપુત્રો ગોવિંદભાઈ, રતિભાઈ તથા શરદ, જીગ્નેશ આદિ પરિવારજનોને ધીરજ અર્પે એવી પ્રાર્થના.

**અ. નિ. વાલીબેન રણછોડભાઇ પટેલ :-** અમદાવાદ નિવાસી વાલીબેન રણછોડભાઈ પટેલ પ્રભુસ્મરણ સાથે અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા અમર પરિવારને ધીરજ અર્પે એવી પ્રાર્થના.

**અ.નિ. તારાબેન ભગુભાઇ પટેલ:-** ગામ અરોડા નિવાસી તારાબેન ભગુભાઈ પટેલ ૬૮ વર્ષની ઉંમરે હરિ સ્મરણ કરતા થકા અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સુપુત્રો પ્રકાશભાઈ, નરેન્દ્રભાઈ, અનિલભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ. નિ. રુખીબેન કચરાભાઇ પટેલ :-** ગામ હિંમતનગર નિવાસી રુખીબેન કચરાભાઈ પટેલ પ્રભુસ્મરણ સાથે અક્ષરવાસી થયા છે. આ પવિત્ર આત્માને શ્રીહરિ પોતાની મૂર્તિનું સુખ આપે તથા સુપુત્રો પ્રહ્લાદભાઈ, ગોવિંદભાઈ, હરિકૃષ્ણભાઈ, ઘનશ્યામભાઈ આદિ પરિવારજનોને ધીરજ અર્પે એવી પ્રાર્થના.

# આગામી આયોજન

- ૨૭ માર્ચથી ૨ એપ્રિલ — **મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ તથા શ્રીમદ્ ભાગવત કથા,** ગામ-કાંગશીયાળી, જિ-રાજકોટ (વક્તા- પ.પૂ. સદ્‌ગુરુ શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા પૂ. પુરાણી શ્રી માધવજીવનદાસજી સ્વામી)
- ૦૧ એપ્રિલ, રવિવાર — **શ્રીહરિ પ્રાગટ્યોત્સવ તથા રામ નવમી -** સવારે નીલકંઠવર્ણી અભિષેક, શ્રી ઘનશ્યામ મહારાજ રાજોપચાર પૂજન, બપોરે ૧૨ કલાકે ભગવાન શ્રીરામ પ્રાગટ્યોત્સવ, રાત્રે ૧૦ કલાકે ભગવાન શ્રી સ્વામિનારાયણ પ્રાગટ્યોત્સવ (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૦૩ એપ્રિલ, મંગળવાર — **કામદા એકાદશી -** રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૧૭એપ્રિલ, મંગળવાર — **વરુથીની એકાદશી -** રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૨૯એપ્રિર્લ, રવિવાર — **સમૂહ મંત્ર લેખન -** શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ (સાંજે ૫ થી ૭)
- ૩૦ એપ્રિલ, સોમવાર — **શ્રીહરિ જયંતી,** નીલકંઠવર્ણી અભિષેક, રાજોપચાર પૂજન (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)

## શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગર, અમદાવાદ. પ્રવેશ માહિતી
## પ.પૂ. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે આરંભેલ રોજના ૧ રૂપિયા લવાજમમાં
## વિદ્યાભ્યાસ માટે માત્ર ધોરણ - ૯ માં પ્રવેશ કાર્યવાહી

★છાત્રાલય પ્રવેશ ફોર્મ સવારે ૯ થી ૧૨ અને બપોર પછી ૪ થી ૬ સુધી મુખ્ય કાર્યાલયમાંથી તા. ૨૫/૪/૨૦૧૨ થી મળશે.

★અમદાવાદ શહેર (સ્થાનિક) વિદ્યાર્થીઓને છાત્રાલયમાં પ્રવેશ આપવામાં આવશે નહિ.

★છાત્રાલયમાં માત્ર રહેવા-જમવાની વ્યવસ્થા રહેશે. અભ્યાસ માટે સંસ્થા દ્વારા નક્કી થયેલ સ્કુલમાં જ પ્રવેશ મેળવવાનો રહેશે. તે માટે શિક્ષણ ફી, યુનિફોર્મ કે ટ્યુશન ફી અને સ્ટેશનરી ખર્ચ અલગથી ભરવાના રહેશે.

★લેખિત પરીક્ષા તા. ૯/૫/૨૦૧૨ ના રોજ સવારે ૯ થી ૧૨ દરમ્યાન લેવાશે.

★પ્રવેશ પરીક્ષાનું પ્રશ્નપત્ર ધોરણ ૮ ના અભ્યાસક્રમમાંથી ગણિત ૩૦, વિજ્ઞાન ૩૦, અંગ્રેજી ૩૦ અને ગુજરાતી ૧૦ એમ કુલ ૧૦૦ ગુણનું રહેશે. પ્રવેશ પરીક્ષા માટે ધોરણ-૮ની માર્કશીટ સાથે લાવવી જરુરી છે.

★પરીક્ષા આપવા આવો ત્યારે ફોર્મ સાથે લાવવું, અગાઉથી કે પોસ્ટથી મોકલવું નહી. પાસપોર્ટ સાઈઝનો ફોટો સાથે લાવવો.

★પ્રવેશ મળ્યાની જાણ પરીક્ષાર્થીને તા. ૧૭/૫/૨૦૧૨ સુધીમાં પોસ્ટથી જણાવવામાં આવેશે. અથવા તા.૧૭/૫/૨૦૧૨ના રોજ સાંજે ૩ થી ૬ દરમ્યાન ફોન નં. ૯૯૦૯૦ ૪૪૮૮૧, (૦૭૯) ૨૭૯૧૨૫૯૫ પરથી મેળવી શકશો.

**ધોરણ ૧૧ સાયન્સ, કોમર્સ પ્રવેશ કાર્યવાહી**
**ધોરણ ૧૦ ના પરિણામ આવ્યાના બીજા જ દિવસથી, માત્ર બે દિવસ જ ચાલશે.**

**અક્ષરમૂર્તિ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી વિશેષાંક સૌજન્ય**
**શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર વાશીએ સ્વીકાર્યુ છે.**

પુષ્પદોલોત્સવ
SGVP SURYA SPORTS ACADEMY
Organizes
2012
GURUKUL PREMIER LEAGUE
GPL
GPL - II
All India Open Day - Night Cricket Tournament From : 7th April To 10th June - 2012
Tennis Ball & Leather Ball Category
Cash Prize of ₹ 1 Lac To Winning Team in both the catagories
Prizes of more than ₹ 6 Lac
Motor Cycle to Man of the series
& many more prizes to be won !!!!
Last date of registration : 30th March 2012
For registration of your team, please contact to
Phone : 02717 241991 Mobile : 99099 29049
Website : www.gplt20.org Email : sgvphostel@gmail.com

RNI No. GUJGUJ/2009/28937.
Permitted to post at A'bad PSO on 25th of every month, GAMC 1468/2010-2012, Valid up to 31/12/2012

॥ શ્રી સ્વામિનારાયણાય નમઃ ॥

અખંડ ભગવત્ પરાયણ પૂજ્યપાદ

શ્રી જોગીસ્વામીના ૧૦૮ માં જન્મદિન પ્રસંગે

ના ઉપક્રમે

# શ્રીમદ્ સત્સંગિજીવન કથા પારાયણ

**વૈશાખ સુદ-૧૧ થી વૈશાખ સુદ-૧૫ તા. ૨-૫-૧૨ થી ૬-૫-૨૦૧૨**

અધ્યક્ષ : પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી (SGVP) અમદાવાદ

આયોજક : શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર - ગુંદાસરા તથા પારડી

સ્થળ : "જોગીધામ" શ્રી સ્વામિનારાયણ વાડી,
મુ. ગુંદાસરા, તા. ગોંડલ, જી. રાજકોટ.

---

॥ શ્રી સ્વામિનારાયણાય નમઃ ॥

અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ શ્રી જોગીસ્વામીના ૧૦૮મા જન્મદિન પ્રસંગે

સર્વોપરી ભગવાન
શ્રી સ્વામિનારાયણ

અખંડ ભગવદ્ પરાયણ
પૂજ્યપાદ શ્રી જોગી સ્વામી

ઉપક્રમે

# શ્રીમદ્ ભાગવત દશમ સ્કંધ પારાયણ

અધ્યક્ષ : પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**તારીખ : ૨૧ થી ૨૫ એપ્રિલ, ૨૦૧૨**

દરરોજ રાત્રે ૮:૩૦ કલાકે

: સ્થળ :

'જોગી ધામ' ગ્રાઉન્ડ

શ્રીધર બંગ્લોઝ પાસે, યુનિયન બેંક સામે
જીવન ટ્વીન સામેનો રોડ, નિકોલ, બાપુનગર

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ
શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

પૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી
શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

આયોજક : શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર - બાપુનગર, અમદાવાદ